# संगित लिलावंती नाटक.

જૈનધર્મના સોખીલા સદ્દગ્રસ્થોને માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર

લલ્લુ વલ્યમ ધોળેરાવાળા.

મુ૦ વિરમગામ.

આવૃતિ ૧ લી—પ્રત ૧૩૦૦

અમદાવાદ.

માણેકચોક આગળ સાંકડી સેરીમાં

પરી. નથુરામ સાયકણના ડેલામાં

ગુજરાત ગેઝેટ પ્રેસમાં

પંડયા છગનલાલ ગિરધરલાલે

છાપ્યું.

સંવત ૧૯૪૩—સન ૧૮૮૭

કીંમત રૂ૦—૪—૦

# સંગીત લીલાવતી

# નાટક.

## સ્થળ કોસંબી નગરી અને સોરંગપુર નગર.

## પાત્ર.

સુમતિસદાફળ..................કોશાંબી નગરીનો શાહુકાર

સુંદરી.........................તેની સ્ત્રી.

સુમતિવિલાસ ...............તેનો પુત્ર.

સ્વાર્થીલાલ ..................સુમતિવિલાસનો મિત્ર.

લીલાવતી.....................સુમતિવિલાસની સ્ત્રી.

સુગુણમંજરી ...............લીલાવતીની સખી.

કામસેના .....................કોશાંબી નગરીની વેશ્યા.

કનકલતા .....................કામસેનાની સાહેલી.

સુશીલા .....................સુમતિવિલાસની બેન.

સુભગા .....................લીલાવતીની મા.

સોમદત્ત. .....................લીલાવતીનો પિતા.

જોયતો .....................સુમતિવિલાસનો હજુરીઓ.

વીરવિલાસ ..................સુમતિવિલાસનો પુત્ર.



૬, લાવ૦

પારસી પણ,

# मंगलाचरण.

## સ્થલ રંગભૂમિ

[ પડદો ઉઘડતાં ]

**સર્વ પાત્રો સાથે ગાય છે.**

રાગ સામ કલ્યાણ. (તાળ દાદરો. અને લાવણીની ચાલ.)

(શ્રી જગત્પતી, પ્રભુ આપ સન્મતી-એ રાહ)

શ્રીશુભંકરા!, પ્રભુ! પાર્શ્વજીનવરા!,
તેં નિવારી જાદવોની ન્હવણથી જરા,—એ ટેક.
અંતરજામી વિભુ! વિશરામી, સમરી શિવપુર સાથ;
વંદુ પદ અરવિંદ વિનયથી, હેતે જોડી હાથ. શ્રી, ૧
જંબુદ્વીપના ભરતક્ષેત્રમાં, ઈંદ્રપુરી અનુસાર;
સુંદર કોશાંબી નગરી કહી, જ્યાં વિધવિધ વ્યાપાર. શ્રી. ૨
સુમતિ સદાફળ શેઠ વસંતા, તશ સુત સુમતિવિલાસ,
લીલાવતી લલના તેની જે, પૂરણ બુદ્ધિપ્રકાશ. શ્રી, ૩
અજબ બની આહેરડી આપે, ઓઢી કાંબળ અંગ,
તિક્ષણ બુદ્ધિ થકી તજાવ્યો સ્વામી વેસ્યા સંગ. શ્રી, ૪
ગુણકા ઘરથી નિજઘર લાવી, કળા કેળવી કંથ;
સુખ વિલસી સંસાર તણુ પછી, પાળ્યો સંજમ પંથ. શ્રી ૫
થયાં દેવતા તેહ દંપતી, એ સૌ નાટક આજ,
ભાવધરી ભગવંતા, જય આપો જીનરાજ. શ્રી ૧

[ પડદો પડે છે. ]



# પ્રવેશ ૧ લો.

સ્થળ—દીવાનખાનુ.

## પાત્ર.

સદાફળ શેઠ—સુંદરી.

**સદાફળ.**

( રાગ ઈદ્ર સભાનો. )

(રાજાજીતો સો ગએ દીઆ ન કછુ ઇનામ. એ રાહ)
પ્રાણપ્રિયા શુણ પુત્ર આપણો, સુંદર સુમતિવિલાશ,
નાનિવયમાં નિપુણ થયો છે, અતિ કરી શાસ્ત્ર અભ્યાસ;
મનમોહનનાં મીઠાં વચનો, શુણી અમૃત અનુસાર;
એ અલબેલાને અવલોકી, સફળ ગણુ સંસાર.

**સુંદરી.**

પ્રાણપતિ અતિ પુન્ય ઉદયથી, પામ્યા એવો પુત્ર;
કુળદીપક એ દીવ્ય દીકરો, શોભાવશે ઘરસૂત્ર.
જેને મન જીનશાશન શ્રદ્ધા, સદગુરૂને સંજોગ,
પ્રતિદીન પ્યારી પ્રભુની પુજા, વિરચે છે વિધિજોગ.

**સદાફળ.**

જુઠું મુખથી જરી ન બોલે, પાળે હુકમ હમેશ,

**સુંદરી.**

એ રૂપાળો કદી રીસાઈ, કરે ન કિંચિત્ કલેશ·
ભાગ્યશાળી એ ભોગવશે, મમ વૈભવ ...
સ્નેહ ધરીને સદા પાળશે,

**સદાફળ.**

નહિ દોસ્તિ દુરજનની દીસે, વ્યસન મળે નહિ વાલ,
પણ શોખીલો ઘણો સુઘડ છે, લાડકડો તુજ લાલ.

**સુંદરી.**

માલમ મુજને વ્હાલા વાલમ, વરણાગીયો વિશેષ,
સોભાગી શોખી દીસે પણ, નવ અપલક્ષણ લેસ.
બુદ્ધિશાળી એ બાળુડો, જીવો વર્ષ હજાર,
મારી આંખો થકી અધીક એ, જીવનો જીવનહાર.

**સદાફળ.**

ચુઆ ચંદન અતર અરગજા, અંગ વિલેપે આપ,
નિત ઘોડાગાડી દોડાવે, પુરવ પુન્ય પ્રતાપ.

**સુંદરી.**

આ સઘળો એનો છે પૈસો, ખુબ ખરચે ધરી ખાંત;
આઘો જતાં ઉચાટ થાય છે, નિરખ્યાથી નિરાંત,
નહિ આળસુ ઉછાંછળો નહિ, વ્હાલો મારો વીર;
એની ઉપર સઘળી આશા, મમ હૈડાનો હીર.

**સદાફળ.**

વધારશે જીનશાશન શોભા, વડો થશે વિદ્વાન,
સરવ કળામાં કુશળ થશે, વળી મહીપતિ દેશે માન;
આહા એથી સુખીયાં આપણ, દીકરો ડાહાપણદાર
··નની શી વાત વખાણી, વદીએ વારંવાર.

**નેપથ્યમાંથી (ગીતી)**

··ધારીએ ભોજન કરવા ભાવે,

(સુંદરી નેપથ્ય સામું જોઇ)

કહેને જઇ કુવરને, એ સુંદરી જમવા ઝટપટ જોડે આવે.

(સરવે જાય છે.)



## પ્રવેશ ૨ જો

### સ્થળ વિદ્યાભુવન

પાત્ર–સુમતિવિલાસ–સ્વાર્થીલાલ–જોઇતો

### ( સુમતિવિલાસ સ્વાર્થીલાલને )

(મુજ ઉપર ગુજરી પિતાપાદશા જાણી એ રાગ.)

સુણ સજ્જન સંધ્યાસમય સેલને સારૂ,
ફરવા ચાલો ફાંકડા થયું મન મારૂ;
ઘોડા ગાડીની રોજ મોજ માણ્યું,
પણ જવું ચાલીને આજ લાલ ધાર્યું.

**સ્વાર્થીલાલ.**

સાહેબની મરજી એજ અમારી મરજી,
આપો અંગરખુ મને સ્વીકારી અરજી;
ટોપી કાઢી પાઘડી આપની પ્હેરૂં,

**જોઇતો.**

પેહેરણ પણ પેહેર્યું તમે શેઠજી કેરૂં.

**સુમતિવિલાસ.**

જાવું છે ફરવા બ્હાર અમારે
“જોઇતા જોઈએ તો

**જોઈતા.**

જઈ પેલા ઓરડે જુઓ જુતિઓ જડશે,
(અંગરખું બતાવી)
મેલું અંગરખું આજ પેહેરવું પડશે.

**સ્વાર્થીલાલ.**

જોડા એ નાંના ઘણા અરે ક્યાં આવે,
મારા પગ મોટા નહિ પ્હેરતાં ફાવે;
જોડા નહિ જોઇએ પગે ઉઘાડા જઈશું,
શું કરવું શેઠને કાજ એટલું સહીશું.

**જોઈતા** (સેઠને પાન સોપારી આપ્યા પછી)
લ્યો પાન બીડી પણ તમે સોપારી સાથે,
ભપકો મારીને ચાલો શેઠ સંગાથે.

**સ્વાર્થીલાલ.**

અત્તરનું પુંભડું આલ્ય કાનમાં ઘાલું,
શેઠજી બરાબર બની બજારે ચાલું.
(સર્વે જાય છે)



## પ્રવેશ ૩ જો

**સ્થળ**–કામસેનાનો રંગમ્હેલ
પાત્ર–કનકલતા–કામસેના પછીથી સુમતિવિલાસ અને સ્વાર્થીલાલ.
કનકલતા–(કામસેનાને ઉદાસ જોઇ)

**ગીતી.**

કે પણ તું દીલગીર લાગે,

મુજને કહે મન મેલી, અંતર રાખે શાથી મમ આગે?

**કામસેના.**

પુછે થઇ અજાણી, મમ મનડાની વાત સકળ જાણી,
કપટ વચન વદવાથી, શું તું શોભે સાહેલી શાણી;
જે મેં તને બતાવ્યો, કાલ ઝરૂખેથી સંધ્યાકાળે,
એ મન મંદીર આવી, પ્રેમ અગ્નિથી બેન મને બાળે.

**કનકલતા.**

એથી અધિક રૂપાળા, રાજકુંવર રાખે તુજને રંગે;
આપણ સમ સ્વારથીઆ, શું સુખ પામીશ વણિકની સંગે.

**કામસેના–રાગપીલુ** (તાળ દીપચંદી)
( કહું શું નશીબે દુઃખીઓ૦—એ રાહ.)

લાવ્ય સખી એને મન લલચાણું. એ ટેક.
એથી અધિક બીજો જગમાં ન જાણું;
મદન સમાન રસીક મનમોહન,
કેમ કરી ઘાયલ મન ગભરાણું. લાવ્ય૦
ભમર ધનુષથી કટાક્ષ વિચિક્ષણ,
મારી કરયું મારૂ કાળજુ કાણું. લાવ્ય૦
ચતુર મનોહર ચંદ્રવદનથી,
પ્રેમની ભરતીએ હૃદય ભરાણું. લાવ્ય૦
સુંદર સાડી સીંદુરીના સરખી,
ગમતું નથી હીરા મોતી ઘરાણું. લાવ્ય૦
શું રે કરૂં સખી સંગીત સાજઆ,
વ્હાલા વિના ગમે ગાવું ન ગાણું, લાવ્ય૦
રસવતી રસીયા વિના પીરસી પણ,

ઝેર જેવુ લાગ્યુ કંઇ ન જમાણું. લાવ્ય૦
હેમ પલંગ હુતાશન સરીખો,
આજે શરીર મખમલનું બિછાણું. લાવ્ય૦
તો સુખદાયક શયન સામગ્રી,
મનગમતાથી મદન સુખ માણુ. લાવ્ય૦
(બારી સામુ જોઇને)

ગજલ.

(નારીના કટાક્ષ આગે પુરૂપ છે ગુલામ. એ રાહ.)
જો સખી ઝરૂખે પેલા આવ્યા પ્રાણનાથ,
સમજાવીને લાવ્ય બેની ઝાલી તેનો હાથ.
ચિત્તહરણ ચતુર વિના પડતું નથી ચેન,
આડી અવળી વાત આળગી મુકય મારી બેન.

**કનકલતા.**

આ બોલાવી લાવું બાઇ આપની હજુર,
એ પ્રપંચ પાશ સર્વ જાણીએ જરૂર;
ઘર વેચાવ્યાં કૈંક તણાં પાઇ વિષય વિખ,
ભલભલાને ભોળવી મગાવી મેંતો ભીખ.

**કામશેના.**

હાથમાં ગુલાબ છડી ચાલ છટાદાર,
જા બોલાવી લાવ્ય મારો એ હૈયાનોહાર.
( સુમતિ વિલાસ પાસે જઇ. )

**કનકલતા.** રાગ સોરઠ ત્રિતાળ.

(પિયા પરદેશમાં રહીઆ૦ એ રાહ.)

ઉપર અલબેલા આવો, સુંદર શા સારૂ તરસાવો. ઉપર૦ એ ટેક.

બાઇ અમારી આપ વિયોગી,
સુરત ક્રિડા કરીયે સંજોગી;
અધરામૃત આરોગી, ભામની ભોગી, લ્યો લા'વો. સું૦

## સુમતિ વિલાસ—ગજલ.

[ચંદ્ર મુખીને એકલી મુકીને હું આવ્યો અહી. એ રાહ.]
હું ઉતકંઠીત આવવા પ્રાણ પ્યારીના મ્હેલમાં.
દીન ચારથી ચોટી રહ્યું, રમવા રૂડી રંગરેલમાં; ટેક.
એથી આવ્યા અમે ચાલતા, બેઠા નહી ઘોડવેલમાં,
પણ આ વાત પ્રકાશ કરસે, બુદ્ધિ નથી આ બેલમાં.

## સ્વાર્થિલાલ.

(સ્વામીજી મારા પ્રાણથી પ્યારા. એ રાગ.)
શેઠ શાને તમો શરમાઓ, ભલે વેસ્યા ભૂવનમાં જાઓ,
હુંતો ખાનગી મિત્ર તમારો, ક્યાંઇ વાત નથી કરનારો.
દેશાટનને પંડીત જન પ્રેમ, અતી શાસ્ત્રનું વાંચવું એમ,
વેસ્યા ઘરને કચેરી પ્રવેશ, વધે ચતુરપણું ત્યાં વિશેષ.
નીતિ શાસ્ત્રે કહ્યું નિરધાર, વેસ્યા સ્નેહમાં શેઠજી સાર;
લાલ આપ કને રજા લેઉછું, મારે જમવા જવુંછે હું જઉછું.

## સુમતિવિલાસ.

ઠીક જાઓ મને કાલે મળજો, બોલ્યા બોલ પ્રમાણે પળજો.
(સ્વાર્થીલાલ સલામ કરી જાય છે)

**રાગ ભેરવી.** (તાળ દીપચંદી)
(કનકલતાને)
(આજકો દીન ધન ધન મોરી માઇ.—એ રાહ)

નાના મારે એની સાથમાં જાવું,
એને મુકી ઘેર એકલો આવું; નાના૦
સ્વારથીયો ગયો સારૂ લગાડી,
ઈર્ષા થયે કરે વાત ઉઘાડી. નાના૦

**કનકલતા.**

જાઓ ક્યાહાં શેઠ સ્નેહ જણાવી,
બાવરી બાઈ અમારી બનાવી. જાઓ.
હરણ કર્યું મન મુખ મલકાવી,
લોચનને લટકે લલચાવી. જાઓ.
ભરજોબનમાં મમ સખી આવી,
ભુરકી નાંખી શુધ બુધ ભુલાવી. જાઓ.
ખાન પાન ગુણ ગાન તજાવી,
સ્નેહની જાળે તમે સપડાવી. જાઓ.
એને અનંગે અતી અકળાવી,
સુરત સમુદ્રમાં સજન ડુબાઇ. જાઓ.
લાલ ચાલ્યુ જવું પ્રેમ લગાવી,
આવી કળા ખોટી કેણે શીખાવી. જાઓ.
રસિક કુંવર રંગ મ્હોલમાં આવી,
શાંત કરો સુંદરી સમજાવી. જાઓ.

(સુમતિવિલાસ જરા હશી કામસેના કને જાય છે.)

**કામશેના**—જંગલો જંજાટી. ત્રિતાળ,
(સજ્જન મુખડુ બતલાવોરે. એ રાહ.)
પધારોને પ્રીતમજી પલંગેરે.
રંગ રસ રમીએ રાજ આજ. પ્રિતમજી૦-એ ટેક.

તુમ દરશન દીઠેથી દીલહર,
ઉષ્ણ થયું છે આ તન સુંદર;
રોમરાઇ મમ થયાં વિકશ્વર,
આવો મળીએ ઉમંગેરે. રં૦ પ્રિ૦
પુરવ પુન્ય પ્રતાપે પામી,
તુજ પદ સેવા સુખકર સ્વામી;
વિરહાનળની વેદના વામી,
પાતળીયા પ્રસંગેરે. રં૦ પ્રિ૦
પ્રાણ જીવન મમ પ્રાણથી પ્યારા,
નિમિષ ન મુકુ નાથજી ન્યારા;
કામ અનળ શિતળ કરનારા,
આલિંગો અંગેરે રં૦ પ્રિ૦

(હાથ ઝાલી પલંગ ઊપર તાણી લઇ)

(પડદો પડયો)



## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—રાજ માર્ગ.

**સ્વાર્થિલાલ (સ્વગત)** (તાળ લાવણી.)

(છે જન પાળક ટાળક દુખનો. એ રાગ.)

ગુણકાના ઘરમાં શેઠ ગયા, લોપી નિજકુળની લાજરે.
શિખામણ દેતાં શ્રીકાર, લાભ મળે નહી મુને લગાર;
ઉલટા કોપે અપરંપાર, કદી બગડે મમ કાજરે. ગુણ૦
શ્રીમંત તણા ઘરમાં ધુશી, ખુશામતથી કરીએ ખુશી,

અવળા ચાલે તો તસ ભોગ, સાથી રાખુ એનો શોગ,
અહી મીંઠા ભાષણનો મોખ, સામાં આપુ સાજરે. ગુ૦
હું ગુણકાને ગમતું બોલ્યો, પણ ખરો વિચાર નહિ ખોલ્યો,
એમાં આપણને છે લ્હાણ, વેશ્યા કરશે ઘણાં વખાણ,
વળી શેઠને વ્હાલી વાણ, ઉચરચા બંદા આજરે. ગુણ.
(સ્વારથિલાલની તથા સુમતિ વિલાસની ગુપ્ત રહી.
ચરચા જોતો હતો તે એકદમ આગળ આવી સલામ કરી)

**જોઇતો.**

(અયે કમજાત પિંગલા તેને બોત દગાદીઆ. એ રાગ.)

સ્વાર્થિલાલ સાથ હતા શેઠ ક્યાં ગયા,
નવી દોસ્તિ થયે ક્યાંક રાત શૂં રહ્યા. સ્વાર.
સાચી વાત મુજને કહો મન ધરી મયા,
બોલ નહિતો બબજાવું હું મુકી દયા. સ્વાર.
ગુપ્ત પાછળ રહી તમારા ભેદ મેં લહ્યા,
બીક તજી બંદે બધા મ્હો ઉપર કહ્યા. સ્વાર
બીક નહિ કોઇની કાટચા ખાતે થયા,
આવા ગુના થાય ઘણા શું જાએ સહ્યા. સ્વાર

**સ્વાર્થીલાલ—ગીતી.**

બાંધી મુઠી રાખો, કાલે તુજને કરાવશું રાજી;
જેમ થાય તેમ જોવુ, ઘેર જશો જો કરશો પતરાજી.
વાઘણ મૃગને ઘેરે, તેમ મિત્રને ગુણકાયે ઘેરચો;
શું મારૂ ત્યાં ચાલે, પ્રેમ પાસમાં પડ્યો કામ પ્રેરચો.
ખુબ ખુશામત કરીએ, આપ ઉદર ભરવાને ધન હરવા;
નિજ સ્વારથ મુકીને, શિક્ષા દેવા જઇએ શું કરવા.

ભોગ શેઠના ભાઈ, ઉજાગરો શો એમાં આપણને;
(સ્નાન સુતક નહી આવે દિલમાં વિચાર લાવી ડાહાપણને.)
**જોઈતો**—(ઠીકભાઇ એમ કહી બને જાય છે )



## પ્રવેશ ૫ મો.

**સ્થળ.**—કામસેનાની અગાશી.

**કામસેના—કનકલતા—સુમતિવિલાસ.**

**કામસેના.** (તાળ દીપચંદી)
(મોહોલે પધારો૦—એ રાહ.)

મારો પાવન કરિયો પલંગ, પ્યારા પ્રાણનાથ પધારી,
રમ્યા રસિક રસિકાથી રંગ, પ્યારા પ્રાણનાથ પધારી;
આજ ઉપજી શિતળતા અંગ, પ્યારા પ્રાણનાથ પધારી.—ટેક.
પ્રેમ હીંચાળે હીંચિયા, સ્વામી દાસી સાથ,
મનમાન્યું સુખ માણીયું, હેતે ઘાલી ગળામાંહી હાથ. પ્યારા.
તુમ ચિતહર ચંદન તરૂ, હું વ્હાલી થઇ વેલ,
વૃદ્ધી પામે વળગતાં, સ્નેહ શેલડી રસથી સિંચેલ. પ્યારા.
શરદઋતુ સોહામણી, પૂરણચંદ્ર પ્રકાશ,
મંદ પવનની લ્હેરમાં, વ્હાલા ભોગવો ભોગવિલાસ. પ્યારા.
અંતઃપુરમાં એકલા, છાના રાખું છેલ,
કોક કળાને કેળવી, ખાંતે ખેલીએ આસન ખેલ, પ્યારા.
તન મન ધન અરપણ કરી, રંજન થઇ દીન રાત,
હાજર રહીશ હજુરમાં, પ્રભુ અવર પુરૂષ તાત ભ્રાત, પ્યા.

**સુમતિવિલાસ**—આશાગોડી (તાળ દીપચંદી)
કામ છે દુષ્ટવિકારી, આહા ? પ્રભુ કામછે દુષ્ટવિકારી. એ રહા.)

પ્રાણથકી તુંછે પ્યારી, પ્રિયા મારી પ્રાણથકી તુંછે પ્યારી. ટેક.
સુંદર વદન સરોવર અંદર, નયન કમળ છબિ ન્યારી પ્રિયા.
કોમળ થઇ કેમ કાળજુ કાપ્યુ, મારી કટાક્ષ કટારી. પ્રિયા.
ગાલ ગુલાબીએ બિંદુ બિરાજે, મૃગમદનું મનોહારી પ્રિયા.
મંદહસી મારૂ મનડુ હરીયુ, અમૃત વચન ઉચારી. પ્રિયા.
કનક કળસ કુચ કંચુક કશિઆ, સ્પર્શ સદાસુખકારી, પ્રિયા.
નિરૂપમ નારી તાને નિરમાવી, ઉરવશી ગરવ ઉતારી. પ્રિયા.
રોજ રહીશ તુજ સમીપ રસિલી, સજ્જન સબંધ વિસારી. પ્રિ.
હાલ પિતાજીની પાસ જવાની, વૃત્તિ કરી છે વિચારી. પ્રિયા.

## કામસેના-ગીતી

વિહોનળથી બળતી, મુજને મુકી નિજ ઘર નિત જાવુ,
ભોગી ભલે પધારો, ખચીત મારે આજ નથી ખાવુ.

## સુમતિવિલાસ

ચતુર વિચક્ષણ ચતુરા, ઘટે નહી તારે ઘેલું થવું;
હું સમ તારા ખાઉ, હરિર્ણાક્ષી હમણા જઇને આવું;

## કામસેના (તાળ દાદરો.)

(કાન્તા કેમ થશે, નાથ હજુ નાવ્યારે, એ રાહ.)

નાથ નવ કરો, વાત ઘર જવાનીરે;
વિરહલાય, શું વેઠાય, નહી જવાય, લાગુ પાય,
દાશી છું સદાનીરે.—નાથ૦
પ્રેમનો ઝરો, તકમળી પિવાનીરે
આ પ્રસંગ, સ્વામી સંગ, રમવા રંગ, છે ઉમંગ,
જાય છે જુવાનીરે.—નાથ૦

## સુમતિવિલાસ

ફીકર પરહરો, મારૂ વચન માનીરે;—એ ટેક.
એક જામ, જાઊં ધામ, કરીને કામ, આવુ આમ,
શું પછી કેવાનીરે.-ફીકર પરહરો૦
ધીરજ મન ધરો, દઈતજી દિવાનીરે,
વિનય વાણુ, મોહબાણુ, પકડીપાણુ, લાવેતાણુ,
વખત પ્હોડવાનીરે.-ફીકર પરહરો૦

## કામસેના.

(અરે લાલદેવ૦ એ રાહ.)
તમો પ્રાણ પ્યારા તજીને મને,
જશો મુજને મુકી પિતાજી કને;
અરે પ્રેમ ઓછો દિસે છે પતિ,
તમારા વિના પીડ પામું અતિ.
પિયુ ટેવ નિત્યે જવાની પડી,
રહીને અહિં હું મરૂછુ રડી;
છેડો છેલ હું છોડનારી નહિં,
જરૂર આવશું સ્વામી જાશો જહી.

## સુમતિવિલાસ.

સમજતી નથી તું જરા સુંદરી.,
અરે આંખ આંસુ થકી શું ભરી;
જરાવાર જઇ હાલ આવું અહિં,
અધીરી ન થા સત્ય બોલું સહી.
ઘડી એક ઘરમાં નથી ગોઠતું,
નથી ચિત વેપારમાં ચોટતુ;

ખરો પ્રેમ તારો દીઠો છે મને,
ફરીથી નહિ જઉં તજીને તેને.
(જાય છે)



## પ્રવેશ ૬ ઠો

**સ્થળ**—દીવાનખાનું

પાત્ર. સુમતિ સદાફળ. સુંદરી. જોઇતો. પછીથી સુમતિ વિલાસ

**રાગ બનઝારાનો.**

(પ્રીય મીત્ર વિનાહો ભાઇ, કોણ મ્હોબત સાચવે આંહિ. એ રાહ)
પ્રજળે મારૂં મન પ્યારી, નિરખી સુત ચાલ નઠારી. એ ટેક.
મેં વાત પ્રથમ નહી માની, પણ છેલાઇ નવ રહી છાની;
થઇ ખરી ખાતરી મારી, નિરખી સુત ચાલ નઠારી.
સમજી એને મેં સારો, કરીયો નહી કદી હુંકારો;
એ ભૂલ થઇ છે ભારી, નિરખી સુત ચાલ નઠારી.
વ્હાલી તેં અધીક વખાણ્યો, અંદેશો અલ્પ ન આણ્યો;
પણ સોબત મળી ન સારી, નિરખી સુત ચાલ નઠારી.
ઉઘાડી પુત્ર પટારો, ટંકાવળી હાર તમારો;
કર્યો હરણ રહ્યો હું હારી, નિરખી સુત ચાલ નઠારી.
શી રીતે હું સમજાવું, રે ઘડપણમાં ગભરાવું;
એને ગુણકાથી યારી, નિરખી સુતચાલ નઠારી.
કિંચિત કહેતાં કોપેછે, લજ્જા કુળની લોપેછે;
સૌ વિનય વિવેક વિસારી, નિરખી સુતચાલ નઠારી.
પેઢીમાં કદી ન પેસે, ઘડી મમ પાસ ન બેશે;
જાય નિત રમવાને જારી, નિરખી સુતચાલ નઠારી.

કંઈક ધન મીલકત મેલી, હરાજ કરાવી હવેલી;
નજરે જોયું મેં નારી, નિરખી સુતચાલ નઠારી.

**સુંદરી.** (રાગ. રામગ્રી) (તાળ દીપચંદી)

(કુંવરી કુંવર મારા લાડકા—(એ રાહ.)

સ્વામી શરીર સોસાઇ ગયું, આમ કરતાં ઉચાટ;
માધવથી મટતા નથી, લખ્યા લેખ લલાટ. સ્વામી.
સદગુરૂથી સુધર્યો નહી, શુણી સદ ઉપદેશ;
સ્વારથીલાલની સોબતે, વંઠયો પુત્ર વિશેષ. સ્વામી.
હાજીયો હાજી હાજી કરે, હરવા માલ હરામ;
એણે ઉત્તેજન આપીયું, જવા ગુણકાને ધામ. સ્વામી.
ભણવુંને ગણવું ભૂલી ગયો, અળગો મુકી આચાર;
જાતો નથી જીન મંદીરે, વળી તજીયો વે'વાર. સ્વામી
ઢાંકયુ રહ્યું નહી ઢાંકતાં, કરિયો વેશ્યાએ કેર;
એક દીવશ અડવાડીએ, આવે આપણે ઘેર. સ્વામી.

**સદાફળ.**

શાને રડે છે તું સુંદરી ? સમજી શાસ્ત્રનો સાર;
અમને શિખામણ આપતાં, આ શી આંસુની ધાર; શા.
ધરમનીતિ તજતાં થકાં, નહીં ધમકાવ્યો નામ;
સમજણ વગર સ્વતંત્રતા, આપતાં થયું આમ. શા.
સંસારમાં સુત સુંદરી, છુટાં મુકતાં છેક;
પસ્તાવું પડશે પાછળ થકી, વંઠી જાતાં વિશેક. શા.
ખાલીથયે ધન ખાનગી, માગ્યું મુનિમ પાસ;
વિલંબ થતાં વઢયો તે થકી, એથી મુનિમ ઉદાસ. શા.
નિંદાએ છે નાત જાતમાં, લુચ્ચો કહે એને લોક;

હલકો પડયો સગાં વ્હાલામાં, વિવાહ કરશે શું ફોક? શા
હાડી વિના ગયો હાડથી, હવે કરવું શું હાલ;
તે તો નથી મને સૂઝતું, બધો બગડયો છે તાલ. શા.

(સુમતિવિલાસને જોઇને.)

**સુંદરી**

ઓખા કહેછેરે શુણુરે સાહેલી.—એ રાહ.)

ભલે આવ્યો આ અવશર ભાઇ;
સાંભળે તો તને કહીએ કાંઇ.

**સુમતિવિલાસ.**

મારૂ માથુ માડી નિત ફોડો,
તેથી ઘરમાં આવછું હું થોડો;
હમણાં કરશે મારા બાપા બકવા,
તેતો નહીદે મને અહી ટકવા.
બોલ બોલી કરોછો બેજાર,
બાપા આ ચાલ્યો હું મારે બ્હાર;

(સુમતિવિલાસનો છેડો પકડી.)

**સુંદરી.**

શું તું આમ કરે છે તે સારૂં;
નથી આપણે તો નારૂ કારૂ.
ડાહ્યો થઇને શું થાય છે ગાંડો;
છોકરવાદી મોટા થયા છાંડો.
જક કરવી શી? હમણાં જવાશે,
જરા બેશ તારા પિતા પાસે.

**સુમતિવિલાસ.**

મુંકી દેને માડી છેડો મારો,

નથી મુજ સમ બીજો નઠારો.
નથી રોકયો રેહેવાનો તમારો,
હાહા જઉછું ત્યાંતો હું જનારો.
બુદ્ધિ બગાડી બુઢ્ઢાં થઇ બાઝો,
તમે મારો મુકાવ્યો મલાજો.
જુઓ તમને ઉઘાડું જણાવું,
આવુ દેખી હવે નહીં આવું.

(સુમતિવિલાસ ગુસ્સે થઈ છેડા છોડાવી ચાલ્યો જાયછે.)

સુંદરી-(ગીતી)

આમ મને અપમાની, ઉઠયો આપણા કુળમાં અંગારો,
હાય હવે શું કરવું, જશે ઝુરતાં જનમારો મારો.

સદાફળ.

અરજ કરી રાજાને, તજાવશું વેશ્યાનું ઘર તંને,
ઉપાય છેલ્લો એછે, મારા સમછે તું રડતી રેહેનેં.

સુંદરી.

નથી સુજતું સ્વામી, અરે લોથ્ય વાળી તે જગલાડી;

જોઇતો.

વખાણુ વેળા થઇછેં, ઘણી વારથી આવી છેં ગાડી.

## પ્રવેશ ૭ મો

સ્થળ—રાજકચેરી.

**સદાફળ. †પ્રજાપાળ. *બુદ્ધિસાગર.**

---

†પ્રજાપાળ—કૌસાંબીનો રાજા. *બુદ્ધિસાગર—તેનો પ્રધાન (પાત્ર વર્ગમાં રહી ગએલા તેથી અહી બતાવ્તા છે)

## સાદફળ.—(સોરઠી ગજલ.)

આજ આવી રાજ હજુરમાં, કરજોડીને કરૂં વિનતી, એ ટેક.
એક કામસેના વેશ્યા અહીં, સાચી શત્રુ તેતો મારી સહી,
રાત દીન ઘેર તેંનેં રહી, મમ પુત્રની બગડી મતિ. આજ૦
કુળમાં કલંક કપુતથી, અમને જરા ગાંઠતો નથી;
એથી આપને કરૂં અર્જ આ, મુકી ભેટણું પદ ભૂપતી. આજ૦
હુકમે અમારી પીડા હરી, વેશ્યા પાસથી ફીરપા કરી;
અમ પુત્ર આપ અપાવીએ, થાઓ રાજનિ ચડતીરતી, આજ૦

## પ્રજાપાળ.

(ભરથરી ભ્રાતા વિચારી નેં તમે કરો હું ઉપર કોપ. એ રાગ).

શુણો ચતુર શેઠ (૨) સૌ સાંભળી વાત તમારી,
રાજ નીતિની રીતથી, અંતરમાં અમે ઉતારી.
પરનું ખેતર (૨) જો ઢોર આપણાં ખાએ,
ક્ષેત્ર ધણીને શેઠજી શિક્ષા શી રીતે થાએ.
કોઈ ઘર વેચી (૨) જો તિરથ કરવા જાએ,
રાજ તરફથી તેહને કહો શી રીત રોકાએ.
વળી મુર્ખ મનુષ્ય (૨) નિજ મનની મેળે મરશે,
અપરાધી એ વાંકનો બીજો શા રીતે ઠરશે.
તુમ પુત્ર એમ (૨) વેશ્યા મંદિર જઇ વશીયો,
કેમ કરીએ એને અમે જે હાડ સ્વાન સમ રસિઓ.
વળી ગુ'ના વગર (૨) ગુણુકાનેં નવ દંડાએં,
કરીએ શું તેંને કહો જે ચાલે નિજ કુળરાહેં.
તુમ શરમ થકી (૨) ચાલો ગુણુકા ઘર આવું.
મારૂ જોર નથી જરા પણુ સમજે તો સમજાવું.

**બુદ્ધિસાગર.**

વેશ્યા મંદીર (૨) સ્વામી શા માટે જાવું,
હુકમ હજુરનો હોય તો એને અહિંઆ બોલાવું.

**પ્રજાપાળ.**

ના ત્યાં જઇશુ (૨) અડચણ એને નહીં કરવી
જાતે તસ્દી લેઈને, હરકત એટીની હરવી.

**સદાફળ.**

મા'રાજ કૃપા (૨) નિજ પ્રજા ઉપર રાખોછો,
ગરીબ તવંગરને સદા ઇનસાફ અદલ આપોછો.
(સર્વ જાયછે)

---

## પ્રવેશ ૮ મો

**સ્થળ**—(ગુણકાનું દિવાનખાનુ)

**કામસેના, પ્રજાપાળ, બુદ્ધિસાગર, સદાફળ.**

**કામસેના.**–(તાળ ચલતી)

(લાડાજી શું કરો સાહસ આ,—એ રાહ.)

રાજાજી પધારી કૃપા કરી, લુંડીને પ્રભુકો લાભકારીરે, રાજા૦
આંગણે મારે સુરતરૂ ઉગ્યો, સુધા વૃષ્ટી થઇ સુખકારીરે. રાજા૦
મંત્રી સહીત મા'રાજ મારા ઘર.આવી મારી આબરૂ વધારીરે.રા૦
કાંઈ હુકમ કૃપાનાથ કરોને, હાથ જોડી હાજર થનારીરે, રાજા૦
(રાજા મંત્રીને દ્રષ્ટી દ્વારાએ બોલવાનો હુકમ કરે છે તેથી)

**બુદ્ધિસાગર** (તાળ દાદરો.)

**(સમાલ તેગ અદાકો જરા સુનોતો સહી એ રાહ.)**

આપો શેઠ પુત્ર આ વખત વિચાર કરી, રે જરા વિચાર કરી,
વારાંગના વિચાર કરી; આપો સેઠ પુત્ર આ વખત વિચાર કરી,
પ્રાયે કપટી હોય વણીક તણી જાત ખરી.
સોંબત સ્વાર્થીઆની કરવી તો વિચાર કરી. રે જરા૦
પીપદાની સમ પવિત્ર વણીક મીત્ર વરી,
અડયું એવિના રહું શું? કો' વિચાર કરી. રે જરા૦
પાછી લ્યોને તમે આ સોનૈઆ ભેઠ ધરી,
માનો મહીપતીનું વચન સુવિચાર કરી. રે જરા૦

**કામસેના.** (ક્રોધમાં આવીને.)

સુણો દિલ્લી તખ્ત ધરનાર—(એ રાહ)

સુણો સચીવજી ચતુર સુજાણ, છબીલો છોડનારી નથીરે.
પૃથ્વિનાથ માગેતો આપુ હું પ્રાણ, છબીલો૦
પ્રેમ ગાંઠ બાંધી છે કરી પ્રયાસ, છબીલો૦
તમે તોડાવો છો શું બતાવી ત્રાસ. છબીલો૦
મન ગમતાથી મોંજ ન મુકાય, છબીલો૦
જીવ જતાં સુધી જુદુ ન પડાય. છબીલો૦
આવુ અઘટીત ઉચરી વચન્ન, છબીલો૦
મોટી હોળી શળગાવી મારેમન્ન. છબીલો૦
માહારાજ મે'ર કરી કરો માફ, છબીલો૦
આવો અવળો થશે શું ઈનસાફ. છબીલો૦
(શેઠના સામું જોઇ)
તમે શિફારશ કરી હશે શેઠ, છબીલો૦
વેશ્યા પાસે લેવા આવ્યા હશો વેઠ, છબીલો૦

રાજા કોપેતો કાપીલેં ભલે શીર, છબીલો૦
ચા'યતો શુળીએ ચડાવે શરીર. છબીલો૦
નહી નહી આવે આપને આવાસ, છબીલો૦
મુકી દ્યોને મૃગતૃષ્ણા જેવી આશ. છબીલો૦

**સપ્રાફ્ળ** (ગરીબાઇથી ગીતી,)

અરે હવે શું કરવું, પુત્ર વિજોગે ઉપજે પરિતાપ,
પાંચ દીવસ પરણાવા, કૃપા કરીનેં અપાવીએ આપ.

**બુદ્ધિસાગર** (રાજાની મરજીથી.)

પુત્ર શેઠને સોંપો, રાજ હુકમનેં તમે માન આપી,
મન પસ્તાવું પડશેં, આ છેલ્લી જો આજ્ઞા ઉથાપી,

કામસેના. (ગળગળી થઇને)

હજુર હુકમ ઉઠાવું,પણ જો અવધી ઉપર દીન જાશે;
તો મમ મૃત્યુ થાશે, પ્રાણ જીવન ટકશે પરણી પાસે.

**બુદ્ધિસાગર.**

જાઓ સેઠજી શાણા, પુત્ર આવશે પ્રેમેં પરણાવેં,
ઘર મંગળ ગવરાવો, લક્ષ્મી વાવરીને લેજ્યો લ્હાવો.
(સર્વે જાય છે.

**પ્રથમ અંક સમાપ્ત,**



# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ**—સોમદત્તનું દિવાનખાનું.

**પાત્ર—સોમદત્ત અને સુભગા.**

**સુભગા** (ત્રિતાળી ચોપાઇ),

સ્વામીનાથ મારા શીરતાજ, એક વિનતિ સાંભળો આજ,
બુદ્ધી શાળી લીલાવતી એ'ની, વરવા યોગ્ય ઉમર થઇ એ'ની.
લખ્યા પત્ર વેવાઈને વા'લા, એકએ વાંચી ગાદી તળે ઘાલ્યા,
ચડયો ગરવ હાહા કરી જેમ, નથી ઉત્તર આપતા કેમ?

**સોમદત્ત.**

આજ પત્ર વે'વાઇનો આવ્યો, જુઓ કેવો વિચાર જણાવ્યો,
લખેછેકે લગન તમો લેજો, પછી પત્ર લખીનેં પાઠવજો.
વાંચીને અમો વિવા આદરશું, પછી કામ બીજુ બધું કરશું,
હવે કાલ જોશીનેં બોલાવું, રૂડા લગન દીવશ લેવરાવું.
પછી પત્ર વેવાઇનેં લખાવું, જશ લેવાનેં જાન તેડાવું,
મોટી મંડપ રચના રચાવું, મુકી ઝાલર છાટ જડાવું,
હાંડી ઝમરૂખ તખતા બંધાવું, ઘણા મૂલા ગલેચા બીછાવું.
જાનની સાથે નાત જમાડું, પ્યારી હુંશ તારી પુરી પાડું.

---

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—દિવાનખાનું.

**પાત્ર.—સદાફળ સુંદરી.**

**સદાફળ.**

(નારીના કટાક્ષ પાસે પુરૂષ છે ગુલામ. એ રાહ).

પ્રાણ પ્યારી લગ્ન આજ તેં વધાવી લીધ.
પુન્યના પ્રતાપે થયું શકળ કામ સિદ્ધ.
જાન માંહી મંત્રી પ્રમુખ આવશે જરૂર,
પરણાવાને પુત્ર જઈશું શેહેર સારંગપુર.

**સુંદરી.**

પ્રાણ નાથ પુત્ર લગ્ન કરી હર્ષ ભેર.
જાન જોડી લીલાવતી લાવું આપણ ઘેર.
"બાઇ" કહી પુત્ર વધુ પડશે મારાપાય,
પુજ્ય ગણી કહ્યું મારૂ માનશે સદાય,

**સદાફળ**

લીલાવતી વિનયવતિ સાંભળી વિશેષ.
હર્ષ સહીત નીતિ શાસ્ત્ર વાંચતિ હમેશ,
ચાલે સદા ચરણે શ્રદ્ધા ધર્મનિ અપાર,
અવળી થઇ આચરે ન કદી અનાચાર

**સુંદરી.**

આહા !! એવી કુળમાં વધુ પરણી લાવે પુત્ર,
શોભાવશે સપુત આવી આપણ ઘરસૂત્ર,
માડવામાં બેરાં ઘણી વારથકી ગાય,
લાણી આપી સર્વને હવે કરૂં વિદાય.

# પ્રવેશ ૩ જો.

## સ્થળ લગ્ન મંડપ

**પાત્ર**. સુભગા, સોમદત્ત, સદાફળ, સુંદરી, સુમતિવીલાસ લીલાવતી—સુગુણ મંજરી વિગેરે લીલાવતીની સખીઓ. તથા બીજા લોક.

**સુભગા** વિગરે ગાયછે.

(પ્રથમ ગણપતીને લાગુ પાયરે, એ રાહ.)
આજ આનંદ આપણે ઘેરરે,
ઉજળો અવસર આવ્યો લિલા લ્હેરરે.
વાજાં વિવિધ પ્રકારનાં વાજેંરે,
જેના નાદથી અંબર ગાજેંરે.
લીલાવતીને લાયક વર મળિયોરે,
મારે આંગણે સુરતરૂ ફળીયોરે.
માથે મોતિનો મોડીયો ઘાલીરે,
જમણે હાથે રામણ દીવો ઝાલીરે.
ગાતીવાતી સૈંયર સાથે ચાલીરે,
મોટી હુંશે વિવાહ હું તો મ્હાલીરે.
નાણુ વાવરવાનું આવ્યું ટાણુરે,
જુગતે નાક જમાઇ તણુ તાણ્યુરે.
સખી જોનેં જમાઈ મુખચંદરે,
આજ પુંખતાં પરમ આણંદરે.
કન્યાદાન ઉમંગથી કરીયુંરે,
આપી વાહન ધન દીલ ઠરીયુરે.

કોડે ચોરીમાં પીરસ્યો કંસારરે,
ઘણા હેતેં કરી ઘૃત ધારરે.
જોડુ અવીચળ રેહેજો સદાયરે,
જુગતે જાનને કરશુ વિદાયરે.

---

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—ગુણકા ભૂવન.

**પાત્ર**—સુમતિવિલાસ કામસેના.

**કામસેના**—હોરી.

(સાંવરો હજુએ ન આયો.—એ રાહ.)

ભલે આવ્યા હર્ષે ભરાણી, (એ ટેક)
અવધી ઉપર ગઇ એક ઘડી પણ,
મેં જુગ માફક જાણી;
સત્યવાદી તમે શેઠજી સાહેબ,
હું ગુણકા ગભરાણી,
ધીરજ નહી અલ્પ ધરાણી. ભલે.
માલતી ફુલની માળ પે'રાવુ,
જે મમ હાથ ગુંથાણી;
ગજરા ગુલાબ તણા કર ઘાલું,
લ્યોને સુગંધી સે'લાણી,
અત્તર ઉંચું આપુ છું આણી. ભલે.
સુંદર શયન ભૂવન શણગારયું,
લાલ હુંતો લલચાણી,
પ્યારા પ્રેમરસ પાઓને પીઓ

મનગમતું સુખ માણી,
યોવન મદ અશ્વપલાણી, **ભલે.**

**સુમતિવિલાસ-**

(પ્રેમની પિડા તે કોને કહીએરે, હો મધુકર. એ રાહ.)
મોહી રહ્યો છુ મંદ હાસ્યમાં, રસીલી તારા મોહી રહ્યો.૦
પિતાજીના આગ્રહથી પરણવા ગયો પણ,
અલ્પ નહી એ સમે ઉલ્લાસમાં. રસીલી૦
શત્રના સમાન લાગ્યાં સર્વે સગાં વ્હાલાં,
અહરનિશ તુજવિના ઉદાસમાં રસલી૦
એક રાત્રી રહ્યો નહી પરણી ઘરણી પાસે,
એકલી મુકી આવ્યો આવાસમાં. રસીલી૦
આપણે બે ભોગ ભોગવીએ ભોગ એના,
મૈયર જવાની એક માસમાં. રસીલી૦
તુજ થકી અધિક કોઇ વિશ્વ નથી વ્હાલુ,
પ્રતિજ્ઞા હું કરૂહું પ્રકાશમાં. રસીલી૦
કામની તમે કરયું કાંક મને કામણ,
પકડી જકડી પાડયો પ્રેમ પાસમાં. રસીલી૦
વણજને વેપાર ધર્મ કર્મ તજી વા'લી.
ગાળવી છે વય બધી વિલાસમાં રસીલી૦

---

## પ્રવેશ ૫ મો.

**સ્થળ** લીલવતીનું શયનગ્રહ.

**લીલાવતી** (એકલી.)

(અચાનક આવો કોપ કર્યો કીરતાર. એ રાહ.)

અરે અહીં એકલી મુકીને મને આમ,
અચાનક ઉઠી કંથ કયાં ગયા તમે.—એ ટેક.
સ્વામી પ્હેલા સમાગમે આતે શું કર્યું,
સાંભળેલું મેં જે હતું તે સાચુ ઠર્યું, અરે૦
ખચીત પીયુજી ઉંઘતી જાણી ખસ્યા,
આશરે જાણું છું વેશ્યા આવાસે વસ્યા. અરે૦
આમ્રનિ ઇચ્છાએ આવી ત્યાંતો આકડા,
પણ્યાંગના કેરા પાશમાં પતી પડયા. અરે૦
વ્યભિચારી વરતણા પાલવે પડી,
જશે જનમારો મારો રે! રડી રડી. અરે૦
આ હીરા મોતીના હાર હવે ન ગમે,
ઉમદા દુકુળ મારી દેહને દમે. અરે૦
મારા પતી પરવશ હવે શું કરૂં,
જીવ તજુ તોતો આત્મઘાતક ઠરૂં. અરે૦
કંથનો વિયોગ થયો કરમેં કરી,
ફુલની ચાદર નથી ફાવતી જરી. અરે૦
આવીત્તી અમૃત પિવા પતીની કને,
મળ્યુ નહી નીર એક અંજળી મને. અરે૦
કરમની કથા બીજે શું કરૂં કથી,
આ પીડા મટાડવાનો ઉપાય નથી. અરે૦
સંકટ સહન કરે સુકુળ વધુ,
જ્ઞાનીએ દીઠેલું હશે તે બન્યુ બધું. અરે૦
આણુ આવ્યે હવે ઝટ પીયર જવું,

સુઇ રહુ હવે જરા શા સારૂ લવું.          અરે૦

(સુઈ રહેછે પણ ઉંઘ આવતી નથી તેથી વળી ઉઠીને)

રાગ કલ્યાણ

(શ્રી જગત પતી, પ્રભુ આપ સન્મતી—એ રાહ)

પ્રિયપતી તમે, ઝટ આવો આ સમેં,
આપવિના અલ્પકાળ રે નહી ગમે.—એ ટેક.
વેસ્યા વ્હાલી હતી પતીતો, નતી પરણવી નાર.
નિંદ્રા મુજને નામ ન આવે, આપ વગર આઠાર પ્રિય૦
આ ભૂષણ અંબર ભિંજાયાં, કરતાં અશ્રુ પાત,
રોતાં રોતાં નથી ખુટતી, અરે રાક્ષસી રાત. પ્રિય૦
મને ભાસકી સરખુ ભાસે, શયન ભૂવન ભરથાર.
ઝાંઝર જાણે જડી બેડીયો, અકળાવે આવાર. પ્રિય૦
કનકવલય કરકડી બરાબર, વર વીણુ કેદી વેશ,
આ આંજેલી આંખે લાગે, મરચાં સરખી મેંશ. પ્રિય૦
નંગ જડેલી નવીન કંચુકી. બંધન સરખી બાંય
બહુ દુઃખ દે છે કામ દરોગોં, હવે કરશું હાય. પ્રિય૦
અલંકાર ધખતા અંગારા, મણીધર કુલની માળ,
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગની ઝાળ. પ્રિય૦
કસ્તુરી કંકુને કેશર, રસીયા તુજવીણુ રાખ;
પતિવિણુ કોણુ કરે પરિપુરણુ, અંતરના અભીલાખ. પ્રીય૦

લલિત છંદ

કપટ કંથજી કેંમ આ કરયું, ધિરજ હું હવે શી રીતે ધરૂ;
નવ ધરી દયા લેશ નાથજી, તરત આવતાં શું તમે તજી,

હરખ મુજને રે ઘણો હતો, જરૂર આજથી તે રહ્યો જતો,
કઠણુ કાં થયા આપ કંથજી, તરત આવતાં શું તમે તજી.

---

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ લીલાવતીનું વિદ્યાલય

પાત્ર—સુગુણમંજરી. લિલાવતી. નેં પછીથી સુભગા.

**લીલાવતી.** (બનઝારાની દેશી)

તું સાંભળ સૈયર મારી, મુજ વર વેસ્યાનોં યારી. એ ટેક.
સાસરે ગઇ સૌ સાથે, મને નથી બોલાવી નાથે;
છે પાતર તેની પ્યારી, મુજ વર વેસ્યાનો યારી.
સંસારીક સુખની આશે, ગઈ શયન સમય પતી પાસે;
હું નિરાશ થઇ ત્યાં નારી. મુજ વર વેશ્યાનો યારી,
જાણી મનમોહન મારા, મેં કહ્યું કેમછે પ્યારા;
ગર્વિષ્ટે નહી ગણગારી. મુજ વર વેસ્યાનો યારી,
બીજુ બોલી નહી કાંઈ, સુઇ રહી પછી સરમાઈ;
વળી મળી આંખ ત્યાં મારી. મુજ વર વેસ્યાનો યારી,
લંપટ ગુણકાના લાલા, અરધીએ ઉઠી ચાલ્યા;
કે'તી નથી વાત વધારી. મુજ વર વેસ્યાનો યારી,
શુંશું દુખ ભાખું સજની, રોતાં રોતાં ગઇ રજની;
ભયભીત અવસ્થા ભારી. મુજ વર વેસ્યાનો યારી,
દશ દિવસ રહી સાસરીએ, મોહન નાવ્યા મંદીરીએ;
પિયુ દરશન વીણુ દુખકારી, મુજ વર વેસ્યાનો યારી,
યોવન વન ખીલ્યુ મારૂ, વિરહાનળથી બળનારૂં;

વીણુ મળે પ્રેમ રસવારી, મુજ વર વેસ્યાનો યારી,
આ વાત પિતાજી જાણે, તો અંતરમાં દુઃખ આણે.
મગ માતા રડે બિચારી. મુજ વર વેસ્યાનો યારી,

**સુગુણમંજરી** ( રાગ માઢ )

અમલાંમાં રેન ગુજરીરે, રાજા પીસે દારૂડા;—એ રાહ.
અરે આવડી શું અકળાયરે, બેની સહુ સારૂ થશે;
મારા સમજે મન મુંઝાયરે, બેની સહુ સારૂ થશે;
વળશે શું વલોપાત કરેથી, જપને શ્રીજીનરાય;
વિપતી વખત ધરીએ ધીરજ, કરીએ ધરમ કાંયરે. બેની૦
રડીરડી થઈ આંખડી રાતી, કાયા ગઇ કરમાઇ;
મ્લાન દેખીને મુખડું તારૂં, મને થાયે કાંઇ કાંઇરે. બેની૦
પળમાં સુખી પળમાં દુઃખી, પળમાં રાંકનો રાવ;
રંગ એવા જોઇ રાખીએ સખી, સુખે દુખે સમભાવરે. બેની૦
શ્રીજીન ધરમ સેવતાં શાણી, સુખ મળે સંસાર;
સાસન દેવતા કરશે તારા, સંકટનો સંહારરે. બેની૦

**લીલાવતી.** ( સિતાજીના મહીનાનો રાગ)

સખી પરભવ પાપ અમાપ, કરી હું તો અવતરી,
મને વિશ્વવધુના પ્રતાપ, પતીએં પરહરી;
હશે ભરડયાં સજીવન ધાન, અણગળ પાણી વાવરયાં,
કર્યું મુનિવરનું અપમાન, ધરમ તણાં ધન હર્યાં. સખી૦
દીધી વિદ્યા ગુરૂજીને ગાળ, લેઇ વૃત ભાગીયાં,
તોડી નાંખી તળાવની પાળ, જેનાં પાપ જાગીયાં;
કાંતો પુન્યની ફોડેલ પર્વ કે, જાન લુટી હશે;
નિજ ધરમ તજ્યો ધરી ગર્વ, સખી મારૂ શું થશે. સખી૦

થઇ પાપી તણી પક્ષકાર, ઉત્તમ અપમાનીઆ;
મુકી અળગો શ્રાવકનો આચાર, મિથ્યાત્વિને માનિઆ;
કુડી સાખ ભરી સરકાર, ખોટાં ખત મેં લખી;
દોરી દીન જનનેં દરબાર, દ્વેષે કરીઆ દુ:ખી.
આવાં પાતિક મેંતો અપાર, કર્યા હશે પૂરવે,
વેસ્યા સંગી મળ્યો ભરથાર, અરે મને આ ભવે. સખી૦

**સુભગા.** (પ્રવેશ કરીને)

(રાગ કાફી જીદઓ તાળ કવલી ઠેકો.)

(પીયા ઈયાં કે ચીત્ર બીન પ્રીતમ પ્યારે—(એ રાહ)
તું દીલગીર દીશે શા કારણુ, બોલ લીલાવતી બાઇરે-(ટેક)
બોલતિ બંધ થઇ શીદ બેની, લાડકી તું લજવાઇરે;
વદન કમળ તારૂં કરમાયું, કષ્ટ પડયું છે કાંઇરે. તું૦
નાની નણંદે શું અપમાની, આણીને અદેખાઇરે;
તુજ સાસુએ શું દુ:ખ દીધું, કે જુલમીછે જમાઈરે. તું૦
દશ દીવશમાં પીયર પાછી, આવી તું અકળાઇરે,
મારા સમ જો જુઠું બોલે, શાણી મન સરમાઈરે. તું૦

**લીલાવતી**

(ખમાચી-તાળ પંજાપી ઠેકો.)

(દરશન બીન અખીયાં તરસ રહી (એ રાહ)
માજી મુજ વાલમ વ્યભીચારી,
વ્યભીચારી ગુણકાયારી; માજી૦
અહીંથી જઇ વેસ્યા ઘર વશીઆ,
દશ દીન કાઢયા દુ:ખકારી; માજી૦

વાત નથી કરી મેં વર સાથે,
શું ઉચરૂં આગળ તારી. માજી૦

**સુભગા.**

(જોગીઓ આશાવરી. ગજલ.)

ઉંડા નિશાશા નાંખતી, રે! દીકરી દુઃખી;
દુઃખ પોતાનું દાખતી, નથી સાસરે સુખી. ઉંડાં. એ ટેક.
તારો કંથ કુલક્ષણો, એનો શો ઉપાય;
દેખી દીલડું દાઝતું, ભરથારની ભુખી. ઉંડા૦
વશી પીયરમાં પુત્રિકા; રટો સદા જીનરાય;
પ્રેમ રાખશું પુત્ર સમ, રડ નહી શશીમુખી. ઉંડા૦

---

## પ્રવેશ ૭ મો

**સ્થળ** સોમદત્તની હવેલી.

પાત્ર. **સદાફળ-સોમદત્ત-સુભગા અને સુગુણમંજરી**

સુગુણમંજરી (સદાફળને)

(ઓખા કહેછેરે શુણરે સાહેલી.-(એ રાહ.)

કોણ છો તમે ક્યાં થકી આવ્યા, પત્ર પાઠવી કોણે તેડાવ્યા;
રોંછો શેઠ તમે કીએ ગામ, કીએ કામ આવ્યા અમ ધામ.

**સદાફળ**

નગરી કૌશાંબીએ ઘર મારૂ, મારૂ નામ સદાફળ સારૂ;
પૂછો શું તમે વગર પીછાણે, હું તો આવ્યો લીલાવતી આણે.

**સુગુણમંજરી**

કીહાં ગાજયો કીહાં ગડગડીયો, કીહાં મેઘતણી પડી ઝડીયો;

કીહાં ઉદય અને કીહાં અસ્ત, એમ સમજીને મનમાં સમસ્ત.
અમે ડાહાપણ આપનું જાણ્યું, આવ્યા કરવા અહીં કેનું આણું;
જેમ આવ્યા તમે જાઓ તેમ, ઘેર પૂછજો કુશળ ખેમ.

### સોમદત્ત.

નથી વાટમાં બેઠીરે કાંઈ, મારી લાડકી લાડકવાઈ;

### સુભગા.

મારા મનમાં તો સળગેછે લાળા,

### સુગુણમંજરી.

કાગ કંઠે નાંખી મોતી માળા;

### સદાફળ

શું આ નક્કી વિચાર તમારો,

### સુગુણમંજરી.

હાજી ઘરભણી આપ પધારો.

(સદાફળ શેઠ જાયછે)

### સુભગા.

મારી અક્કલ સૌ ગઇ મારી, વ્હાલી પુત્રી વરી વ્યભીચારી;
મેંતો મોટા મોટા દેખી માળ, અવિચારે કર્યું વેવિશાળ.

### સોમદત્ત.

પ્હેલાં કાંઇ કર્યો ન તપાસ, હવે થાય શું નાંખે નિશાસ;
પાણી પીને પછી ઘર પુછે, એમાંની અબળા એક તું છે;
ભાવી ભાવ હશે એવું થાશે, પુત્રિનાં પુન્ય પુત્રીની પાસે;



# પ્રવેશ ૮ મો.

**સ્થળ—**સદાફળ શેઠનું ઘર.

**પાત્ર.—સદાફળ શેઠ (સ્વગત્)**

જંગલો જંજોટી. (તાળ પંજાપી ઠેકો)

(કુંગનવા મોરા કરસેં સરક ગયોરે.—(એ રાહ)

ગભરામણ મને ઘડપણમાં આવેછે ઘણીરે,—એ ટેક

લંપટ પુત્ર પાક્યોરે, હુંતો એનાથી થાક્યોરે;
મોટું છે ઘર મારૂ, સાસરીયું એનું સારૂ,
સમજણી ઘણી વહુછે તનય તણીરે. ગભરામણ૦
ગયો લોક લાજેરે આણુ કરવા કાજેરે,
મુજને બહુ બનાવી, વહુને નહીં વળાવી;
શરમાયો વહુનિ સખીનાં વચન શુણીરે. ગભરામણ૦
એને બાર મહીનારે, થઈ ગયા કહીનારે;
હવે ફરી હું જઇને, કાંઇક દિલાસો દઇને,
લીલાવતીને લઇને આવુ ઘર ભણીરે. ગભરામણ૦

# પ્રવેશ ૯ મો.

સ્થળ--સોમદત્તની હવેલી.

પાત્ર—સદાફળ, સોમદત્ત, સુભગા, લીલાવતી, સુગુણમંજરી.

**સદાફળ**

**(ભેખરે ઉતારો રાજા ભરથરી, એ રાહ).**

સુકુળ વધુ તમે સાંભળો, દુઃખીયા સસરાની વાતજી

જો મન ચ્હાયે તો માનજો, ભાખુછુ ભલી ભાતજી
ઉંડુરે હૃદયમાં આલોચજો. એ ટેક.
ભણુતાંરે ભણુતાં ભણાય છે, લખતાં ગ્રંથ લખાયજી;
મ્હેલ ઝરૂખાને માળીયાં, ચણુતાં ચણુતાં ચણાયજી. ઉંડુ૦
ડગલેરે ડગલે ડુંગરો, ચઢતાં ચઢતાં ચઢાયજી;
સાગર સમ સરોવર વળી, ટીંપે ટીંપે ભરાયજી. ઉંડુ૦
ઉદ્યમ કરતાં આળસ તજી, દુઃખ દારિદ્ર જાયજી;
એમ ઉપાય આરંભતાં, સરવે કાર્ય સધાયજી. ઉંડુ૦
એથી આવી ઘેર આપણે, કરશો કાંક ઉપાયજી;
ધરમ પસાય થકી થશે. શાસન દેવતા સ્હાયજી. ઉંડુ૦

## લીલાવતી

આવીરે શિખામણ આપની, મારે માથે ચઢાવુજી;
માત પિતાની આણા થકી, આપણે ઘર આવુંજી;
સાચુંરે કહ્યું સસરાજીએ, (એ ટેક)

(માત પિતાને)

આજ્ઞારે આપો માતતાતજી, હવે સાસરે જાવુંજી;
મારીરે શત્રુ ગુણકા થકી, વડુંવેર વસાવુંજી. સાચું૦

## સોમદત્ત.

શાણીરે પુત્રિ તું સુલક્ષણી, ભલે સાસરે જાઓજી;
આશિશ આપુછું હું એટલી, મન વાંછિત થાઓજી.
ધરજો ધીરજ સદા દીકરી. (એ ટેક)

## સુભગા.

સાસરે બેન સિધાવતાં, લાગે દિલડામાં દુઃખજી;

સરવે પ્રભુનો પ્રતાપ છે, નહીં સ્વામીનું સુખજી. ધ૦
વસ્ત્ર આભૂષણ વિધવિધે, સરવે કરિયાં તૈઆરજી;
વળી જોઇએ તો તું માગજે, તજી શરમ આ વારજી. ધ૦
સસરા સાસુ નાની નણંદનું, કરજે વચન પ્રમાણજી;
કહેવું પડે એવું કાંઇ નથી, તું છે ચતુર સુજાણજી. ધ૦

**સુગુણમંજરી,**

વાધ શાણી સખી સાસરે, શાણા સસરાજી સાથજી;
સારા શુકન થાએ આ સમે, નિશ્ચે વશ થશે નાથજી. વા૦
કાંઇ કારજ કરતાં થકાં, પ્હેલો કરજે વિચારજી;
સંકટ સમય સંભારજે, મંત્ર શ્રીનવકારજી. ધ૦
ધરમ કારજ કરતાં સદા, અમને આણજે યાદજી;
વડીલ વિનય કરજે વળી, તજી વાદવિવાદજી ધ૦
( સરવે જાયછે. )

---

# अंक ३ जो

## પ્રવેશ ૧ લો.

(**સ્થળ**—લીલાવતીનું સાસરૂ)

**પાત્ર—લીલાવતી—સદાફળ— સુંદરી.**

**લીલાવતી**—( સ્વગત )

( શ્રી અજીત નાથ મહારાજ એદેશી)

વેશ્યાએ કરિયો કેર, ઉપજે ઝેર, વાળવું વેર, હવે શા બા'ને;

હું કાળી નાગણ થઇ ડસું ગુણકાને. ( એ ટેક )
રે! કદી ખડકીએ ખડી, ઝરૂખે ચડી, જોઉ વાટડી, ઘડી ઘર નાવે;
આ સ્મર શત્રુ સમ થઇ મને અકળાવે. [અંગે;
આ જોબન રસ ઝલકાય, વસું વનમાંય, લાલ વિણ લા'ય, ઉઠેછે
શી યુક્તિ કરતાં મળું સલુણા સંગે,
પ્રીતમ પ્યારી પોકાર, જોબન શણગાર, હૈયાના હાર, ધરોને કાને;
હું કાળી નાગણ થઈ ડસું ગુણકાને.
શું કરૂ સૂઝે નહી કાંઇ, ઘણી ગભરાઇ, મરૂ વિષખાઇ, પીયુજી પાખે;
નિઃધણીઆતીના ઉપર નજર સૌ નાખે.
સ્વામી વશ કરવા સાર, કરયો વિચાર, દુઝણાં ચાર, આંગણે બાંધુ;
લેઇ મહીયારીનો વેષ સ્વાર્થે મમ સાધું.
મંગાવું મહીષી ચાર, જોઈ શ્રીકાર, અરે આ વાર, કહી સસરાને;
હું કાળી નાગણ થઈ ડસું ગુણકાને.
(સદાફળ તથા સુંદરી પ્રવેશ કરેછે લીલાવતી લાજ કાઢીને)

**કલ્યાણની ઠુમરી** ( પંજાપી ઠેકો. )

(મેં વારી મન લાગીલોરે.) (એ રાહ.)

સાસૂ સસરા સુણોનેરે. એ ટેક.

ઝીણી ત્વચાની દીર્ઘ આંચળની, મહીષી મંગાવો ચાર. સા૦
ભરવાડી થઉ વેસ્યા ભૂવન જઉં, ભોળવુ મમ ભરથાર. સા૦
નાની નણંદ મમ નાથ બતાવે, એ એમનો ઉપકાર. સા૦
મંદીર લાવુ હું મન મોહન, યુક્તિ કરીને અપાર. સા૦

**સદાફળ.**

તમારો વહુજી ભરૂસોછે, એ ટેક.

સારા માબાપની દીકરી ડાહી; કુકૃત્ય નહી કરનાર. ત૦
મહીષીઓ આજને આજ મગાવું, નણંદ તમારી તૈયાર. ત૦

---

## પ્રવેશ ૨ જો.

(સ્થળ–રાજ માર્ગ)

(પાત્ર. લીલાવતી–સુશિળ)

**(લાવણી) સુશિળા**

(શ્રી અજીત નાથ માહારાજ, ગરીબનીવાજ, એ રાહ)
લેજો મહીયારી વેશ, બનીનેં બેશ, ભલાં ભોજાઇ;
બેઠા પેલી બારીએ જુઓ મમ ભાઇ,
એ ગુણકાનો આવાશ, પ્રીતમની પાસ, જુક્તિથી જાતાં;
નખરે વશ થાશે નાથ, નહી શરમાતાં,
આ પ્રભાતનો છે પ્હોર, કરીને શોર, મહી મસ મળજો;
વાળો વેસ્યાથી વેર, પુન્ય તરૂ ફળજો,
દાતણ કરી મુખડું ધુએ, તમોને જુએ, વિચારે કાંઇ.
બેઠા પેલી બારીએ જુઓ મમભાઇ.

**લીલાવતી.** (સ્વગત)

આશાગોડી (તાલ દીપચંદ)

(અભીનંદન અભીવદું, વિનય ધરી અભીનંદન અ૦ એરાહ)
અવર મદન અલબેલો, આતો દિસે અવર મદન૦ એ ટેક.
શરદ પુનમના સુધાકર સરખો, આજ નગરમાં ઊગેલો. આ૦
મનોહર કસ્તુરીઆ મૃગ માફક, જોઉં ઝરૂખે ઝુકેલો. અ૦

હું નિરભાગીણી નાથ તજી મને, વેશ્યા આવાસ વસેલો, આ૦
ધન ગુણકા ધરણી તલ તુજને, પ્રીય કર્યો મમ પરણેલો. આ૦
ચંદ ચકોરને મયૂર મેઘ સમ, મુજ મન રંગ રહેલો, આ૦
મહીયારી વેષે નહી જાણે, મમ છળ છેલછબિલો. આ૦

( જાયછે. )

## પ્રવેશ ૩ જો.

સ્થળ રાજમાર્ગ તથા ગુણકાભૂવન.

પાત્ર— લીલાવતી, સુમતિવિલાસ પછીથી કામસેના.

### લીલાવતી.

(ગોરસલ્યો ગોરસલ્યો,) એરાગ (રાગ કાલિંગડો. તાળ દાદરો.)
મીઠડું મહી વેચું મહી વેચુ, અમૃત સરખુ સુખકારીરે મી૦
લ્યો કૌશાંબી નરનારીરે,—મીઠડું મહી વેચું મહી વેચું.

(આમ ગાતી ગાતી બાજુની શેરીમાં જાયછે)

**સુમતિવિલાસ.** બિભાસ અદ્ધાનિ ત્રિતાળ
(વંદુ દિનપતી, ઉદિત ઉદાર—એ રાગ.)

આ ભરૂઆડણી, અજબઅપાર અજબઅપાર—દીઠી આ૦
રંભાથકી પણ અધીક રૂપાળી, કે ઉમિયા અવતાર. આ૦
શેષ સમા શિશ કેસ સુશોભિત શશીવદની સુખકાર. આ૦
શુક સમ નાકે નથની થરકે, અરૂણ અધર નિરધાર. આ૦
ચંપક વરણી એ મૃગનયની, મારી કટાક્ષ કટાર. આ૦
કેસરી સરખો લંક કટીનો, ભારી નિતંબિની નાર. આ૦
અંગ અનોપમ કાંબળ ઓઢી, કોકીલ કંઠ શ્રીકાર, આ૦

એને અહી મહી મસ બોલાવી, પૂરણ બાંધુ પ્યાર. આ૦

**લીલાવતી.**—(પાછી ગાતી ગાતી આવેછે.)

અમૃત સરખું સુખકારીરે, મીઠડું મહી વેચું મહી વેચું.
લ્યો કોશાંબી નરનારીરે, મીઠડું મહી વેચુ મહી વેચુ,

**સુમતિવિલાસ**—(તેના સામો લાંબો હાથ કરી)

મારે મહી લેવું મહી લેવું, (લીલાવતી ઉપરનું ગાતી ગાતી
આવે છે તેની મટકી પકડીને.)

આપો મટકી ઉતારીરે, મારે મહી લેવું મહી લેવું.
મહીયારી મોહનગારીરે, મારે મહી લેવું મહી લેવું,
આહેરણી ઘરમાં આવોરે, મારે મહી લેવું મહી લેવું.
મટકીનું મુલ બતાવોરે; મારે મહી લેવું મહી લેવું.

**લીલાવતી.** (રાગ પીલુ બરવો.)

(ગીરધારીરે વાત કહું છું વિચારો) (એ રાહ) તાળ લાવણી.

મેહેતાજીરે શું મહી મૂલ બતાવું, ચાખો પછી ભાવ જણાવું;
મળશે નહીરે દહી દુનિઆંમાં આવું, સમજુને શું સમજાવું.

**ઝુલ.** (તાળ ચાલતી.)

જુગતીથી રોજ જમાવું, લ્યો લાલન શું લલચાવું;
ખાધા કેડે ખુશ થાવુ,તક જાશેરે તો પડશે પસતાવુ. ચાખો **પછી.**

**સુમતીવિલાસ.**

મહી મીંઠુરે મેં ચાખ્યું મહીયારી, તું ગામ કીયે વસનારી;
ભ્રકુટીમાંરે ભુરકી ભાસે ભારી, કહો નામ તમારૂં નારી.

**ઝુલ.**

વળી કોણ તમારો વિહારી, સ્મિત હાસ્યથી મનહરનારી;
કે' તુજ કુળ કામણગારી, સાવીત્રીરે તૂલ્ય ન આવે તારી. તુ ગામ૦

**લીલાવતી.**

રંગીલારે મારી જાત રબારી, છું રાજ પુરે રે'નારી;
દનુઓછેરે મમ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી.

**ઝુલ.**

તમો વણીક વડા વેપારી, પૂછી કુળ જાત અમારી;
શું વાત વિવા'ની વિચારી, મનમોહનરે હું નવ પરણીત નારી; શું.

**સુમતિવિલાસ.**

અલબેલીરે, મારે અનંગ ઉછાળા, સુણી મધુરવચન મરમાળાં;

**લીલાવતી.**

નવ સમજુરે હું ભોળી નવ તેર, મહીષી દુઝે મમ ઘેર.

**ઝુલ.**

મોંઘું છે ગોરસ મારૂ, વડાં વાતે બને નહી વારૂ;
નથી લીધું કાંઇ તમારૂં, હું જઉછુંરે અતી રતી પતીથીરૂપાળા. શુ.

**સુમતિવિલાસ.**

શા માટેરે વાત જવાની બોલે, મમ જીવ ચડયો ચકડોળે;

**લીલાવતી.**

અણુઘટતારે, ઘાટ તમે ઘડશોમાં, આધા રો' નેં અડશોમાં;

**સુમતિવિલાસ—ઝુલ.**

હું આઘો છું અલબેલી, તજ તું ગભરામણ ઘેલી;

મહી મૂલ કહો મન મેલી, તું હળવેરે ઘુંઘટનો પટ ખોલે. મા૦

**લીલાવતી.**

પ્રિય પાસેરે, શી મહી કીમત કરીએ, દીલમાં દુરજનથી ડરીએ;

**સુમતિવિલાસ.** (સ્વગત)

ગજ ગમનીરે મુજથી નજર મિલાવે, નખરેથી નયન નચાવે;

ઝુલ.

કુંકમનો ચંદ્ર કપાળે, તલ ગૌર ગુલાબી ગાલે;
ચમકાવે ચિતડુ ચાળે, વસ કરવારે તસ વચને અનુંસરીએ.દીલમાં.

**લીલાવતી.** (પ્રકાસ).

વ્હાલાજીરે શીમન વાત વિચારો, મુજને વઢશે ધણી મારો;
મારગડોરે મુકોને મનગમતા, સુંદર રાખું છું સમતા;

ઝુલ.

ઠીકછો અબળા ઠગનારા, કરો આંખ તણા અણસારા;
મેં જાણ્યા વિચાર તમારા, ધારોછો તે સ્વારથ નહીં સરનારો. મુ.

**સુમતિવિલાસ.** (બરવાનો કેરબો.)

(સાડે તીન પેસે. એક મોતીનાં બેચુંગી.) એ રાહ.)

કામણગારી નારી કે'ને મને વાત તારીરે,
વાત તારીરે નારી વાત તારીરે, કામણગારી૦ એ ટેક
છેલછબીલી છબી ફાંકડી, આ દીશે અદ્ભૂત,
ગુણહીણો ગાંમડીયો બુહો, એતો ભમતો ભૂત. કા૦
ચતુર વિચક્ષણ તું ચતુરાને, ધણી મુરખ સરદાર,
ચંપક વરણી ક્યમ ચાલેછે, ગમારથી ઘરબાર. કા૦

## લીલાવતી.

ડાહ્યા ડમરા તમને પરની લાગે વાત પ્યારીરે,
વાત પ્યારીરે, લાગે વાત પ્યારીરે ડાહ્યા૦ એ ટેક
પગ હેઠળ દાવાનળ સળગે, એ અવલોકો આપ,
અમને પછી શિખામણ આપો, મોહન રાખી માપ. ડાહ્યા૦
ભડીમછે ભુંડણનાજેવી, આ ગુણકા ગુણ હીણ,
કેમ પ્રેમ બાંધ્યો પાતળીયા, પુરણ થઇ પ્રવીણ. ડાહ્યા૦

## સુમતિવિલાસ

દુબળી નારી ડાકણ જેવી, દેખી દીલમાં ડરીએરે;
દીલમાં ડરીએરે દેખી દીલમાં ડરીએરે. દુબળી૦
જાડી લાડી ફુલની વાડી, ધાડી મન ગંભીર;
ગુણવંતી ગુણકા છે ગોરી....................

## લીલાવતી

.........................હરે પુરૂષનું હીર,
ભલે લાલ તમાચો મારી મુખડું લાલ રાખોરે
લાલ રાખોરે મુખડુ લાલ રાખોરે. ભલે૦ એ ટેક
કરે પ્રશંસા પંડિત પુરૂષો, નિરખી નાજુકનાર
શ્યામ સલુણા સરવે સમજો, પણ અમથો અહંકાર. ભલે૦
અલબેલા ઉત્તમ કુળ ઉપજ્યા, આ કુલટા કમજાત
કામણગારા કેમ બનેછે, વદો બરાબર વાત, ભલે૦

## સુમતીવિલાસ

(રાગ કાફી ત્રીતાળ.)

( પ્રણમું પદ પરમેશ એ રાહ )

મહીનું મૂલ બતાવ, પ્રમદા પ્રેમ ધરીરે. મહી. (એ ટેક.)
આડી અવળી વાત જવાદે, શોછે? તુજ મનભાવ,
શી રીતે બોલ્યા વિણ બનશે, અહી નહી કંઈ અટકાવ;
ચાખું ફેર જરીરે.–મહીનું મૂલ બતાવ. પ્રમદા.

## લીલાવતી

મહીનું કરતાં મૂલ, ખોટા શેઠ દેખાશો૦ મહીનું૦
રે અલબેલા આંખ ન મારો, હું અબળા અનુકૂળ;
મોહન મહીની વાત મોટી શી, કહો તે કરીશ કબૂલ,
સુંદર નહી સરમાશો,–મહીનું કરતાં મૂલ, ખોટા.
એક મ્હોર મટકીની આપો, આ મહી અમૃત તુલ્ય;
એમ નહી તો અમ ઘેર આવો, દહી સાટે થઇ ડુલ;
નિત મહી માંખણ ખાશો,-મહીનું કરતાં મૂલ ખોટા.

## સુમતીવિલાસ

(રાગ કલ્યાણ તાળ દીપચંદી.)

મૂલ બરાબર અમનેં બતાવો,
અઘટિત આમ તમે શું અડાવો. મુલ૦

## લીલાવતી.

હુંતો અહીં નહી આવુ હવેથી,
ફાંકડેરાવ શી ફોક ફજેતી. હુંતો૦
કૃપણુતા શેઠ તમારે તો કરવી,
વ્હાલી વેશ્યા તણી હોજરી ભરવી. હુંતો૦
દામ વિના દહાડો ક્યાં થકી વળશે,
માલ વેશ્યા મુખડી સમ મળશે. હુંતો૦

તુંમ સમ પીયુનેં પ્રીયા મમ સરખી,
તે જમશે મારૂ મહી મન હરખી. હુંતો૦
આળ કરો નહી વેશ્યા બ્હેમારો,
મુકોનેં હાથ મારો મરડાશે. હુંતો૦
મનુષ વેવારમાં રહેવુંછે મારે,
હનુઓ જાણેતો મનેં ધોકણે મારે. હુંતો૦
વાછડાં વાટ જોતાં હશે મારી,
ખાલીપીલી નહી ખોટી થનારી. હુંતો૦
રીસ ન કરશો જરા પણ રસીયા,
વલ્લભ હ્રદય કમળ મમ વસિયા. હુંતો૦
આપનો બોલ કદી ન ઉથાપું,
એમને એમ હું પ્રેમથી આપું. હુંતો૦
મહીનો હીસાબ નથી ધર મારે,
અર્પણ અંગ કરૂં પ્રિય પ્યારે, હુંતો૦

**કામસેના.**—( પ્રવેશકરી )

( સુણો દીલ્લી, (એ રાહ)

ઊઠય ઉઠય અલી જાને તારે ધેર,
ધુત્તારી ધુત્તવાને આવીરે ( એ ટેક ).
તારા પ્રપંચની જાણી મેંતો પેર, ધુતારી૦
તારો તાલ મેં જોયો છાનો છીનાળ, ધુતારી૦
જલદી જાને નહી તો બનીશ બેહાલ, ધુતારી૦
વદી મીઠાં મીઠાં કપટ વચન, ધુતારી૦
કરે મલીન મેહતાજી તણુ મન. ધુતારી૦
ખોટી બુદ્ધિએ આળસ અહીખાય, ધુતારી૦

આતો માંટી તારા ઠગણી શું થાય. ધુતારી૦
એક મટકીની માગે છે તું મો'ર. ધુતારી૦
તને દેખી દાઝ આવે દગાખોર. ધુતારી૦
તારૂં પોગળ થયું બધું પ્રકાશ, ધુતારી૦
હવે આવીશ નહી મારે આવાસ. ધુતારી૦
ભુંડી રાંડ નિચી જાત ભરવાડ. ધુતારી૦
અહીંથી તારી મહી મટકી ઊપાડ. ધુતારી૦

**લીલાવતી.**—( ખુબ જુસ્સાથી )

ઉડચ કોણ રાંડ તું મને કહેનાર, નફ્ટ ફ્ટ ફ્ટ તનેરે.
તારા દોકડા વેચી કરૂં બજાર. નફ્ટ૦
લેશ નથી જગલાડી તને લાજ, નફ્ટ૦
પાપી પાતર કરે તું પતરાજ. નફ્ટ૦
આખા મુલકનો અલી તું ઉતાર, નફ્ટ૦
દુષ્ટા તારાથી નથી હું ડરનાર. નફ્ટ૦
પૈસા વાળાને તમે બતાવો પ્યાર, નફ્ટ૦
ખાઈ ધન તન કરોછો ખુવાર. નફ્ટ૦
કઈક તારે ઘેર પડીરે ગમાર, નફ્ટ૦
છેડોવાળી રડે એની નિત નાર. નફ્ટ૦
અરે તનેં અવલોકી થયા અંધ, નફ્ટ૦
તેથી તોડે સગા સજન સબંધ. નફ્ટ૦
કૈનાં વેચાવી ઘરેણાં ઘરબાર, નફ્ટ૦
કૈને દગે કરચા દુનિઆની પાર. નફ્ટ૦
રમે તમારાથી જે પુરૂશ જાર, નફ્ટ૦

જગતનું એ એઠું જુઠું જમનાર. નફ્ટ૦
તારી ખચીત ખલક ખુંદે ખાર, નફ્ટ૦
તારૂં તન તેતો કુતરાની ચાટ. નફ્ટ૦
તારી સોબતે જુગારી ચોર થાય, નફ્ટ૦
કેદી થઇ દરબારમાં દોરાય. નફ્ટ૦
ઘણા ગુણકાના ઘરમાં જનાર, નફ્ટ૦
કરે મધુપાન મુકી કુળાચાર. નફ્ટ૦
તારી ખોટી છે પીતળ જેવી પ્રીત, નફ્ટ૦
તુંતો માંટી નવનવા કરે નિત. નફ્ટ૦
તને અડતાં મનુષ્ય અભડાય, નફ્ટ૦
તારા સંગથી નરકે નર જાય. નફ્ટ૦
અરે નથી મારે તારી ઓશીઆળ, નફ્ટ૦
કેમ ખોટું બોલે ખુટચો તારો કાળ. નફ્ટ૦
રાંડ આવીશ રસીક કને રોજ, નફ્ટ૦
તારા મમત ઉપર માણું મોજ. નફ્ટ૦
મારૂં ફોડી નાખજે તું હૈયાફુટ, નફ્ટ૦
હા હા મારા એ માંટી છે માથું કુટ. નફ્ટ૦
જખ મારનારી જુઠું મુકચું આળ, નફ્ટ૦
તને જોતાં ઉપજે છે મને ઝાળ. નફ્ટ૦

## સુમતિ વિલાસ.

(રાગ. જંગલો જંજોટી તાળ પંજાપી ઠેકો)
(ડોલેરે જોબન મદમાતી ગુજરીયાં એ રાહ)

માઠું લગાડો તો મા'રા સમ છે સલુણીરે, (ગુણકાને)
નથી આ નફ્ટમાં બે બદામની બુણીરે; માઠું.

વિચમાં બોલાવ્યા વિના બોલી વઢકારીરે,
નીચમાં તું નીચ વેશ્યા નિર્લજ નઠારીરે. માહું.

**કામસેના.**

આમ ઉપરાણું લેઇ મને ધમકાવોરે,
એકના અનેક કહ્યાં એને ના અડાવોરે. આમ.
આટલાં વરષ આણા આપની ઉઠાવીરે,
મને અપમાની તમે શરમ ન આવીરે. આમ.
મૈયારીનું મુખ દેખી પ્રીતી પલટાવીરે,
વણીક જાતીની ખરી ખુબી આ જણાવીરે. આમ.

**સુમતિવિલાસ.**

નક્કી મારખાવાનું થયું છે મન તારૂંરે,
જાને છાની માની ભુંડી માની કહ્યું મારૂંરે. માહું.

**સુમતિવિલાસ.** (કામસેના જાયછે.)

રાગ ભેરવી (તાળ દાદરો)

(ધન કાયકી સેંજરીયાં પેં રાત રહો એ રાહ)
આજ રંગમાં રસીલી અહી રાત રહો,
મ્હોર એક કાલનેં પ્રભાત લહો. રંગમાં. એ ટેક.
કડુક વચન કુલટા નહી બોલે,
આટલું સલુણી સુજાત સહો. રંગમાં.

**રાગ બીહાગ.** (ત્રિતાળ)

(નિભાવોરે બાંહ્ય અહેકી લાજ, એ રાહ)
નગીનારે નેહ નજર કરી આજ, (એ ટેક).
**જોબન ભૂષણ છો મમજીવન, તમને કસ્યા શીર તાજ. નગી.**

ઝેર જેવો હનુઓ હવે લાગે, નહી ગમે તસ ધરમાંજ.   નગી.
રોજ હું આવીશ રંગ રસ રમવા, આપજો મો'ર મા'રાજ. નગી.
રે ગુણકાને હું નહી ગાંઠુ, મનથી કરે છો મીજાજ.   નગી.
હું રે ભલે ભરવાડણ સરજી, પુરવ પુન્ય ફળ્યાંજ.   નગી.
આપ હુકમ મમ શીર ઉઠાવી, રાત રહું અહીઆંજ. નગી.

## પ્રવેશ ૮ મો.

### સ્થળ ગુણકાભુવન.

**પાત્ર**–કામસેના-સુમતિવિલાસ-પછીથી લીલાવતી.

**કામસેના.**

(ઓધવજી સંદેશો કહેજો શ્વામને એ રાહ)

કરમ તણી કથનીરે ક્યાં જઇને કરૂં,
દીલડામાં સળગે દાવાનળ દુઃખ જો;
ભરવાડણ વેરણના ભંભેરયા થકી,
શેઠ જુએ નહી સ્નેહે મમ સન્મુખ જો.   કરમ૦
મોજ મઝા માણે છે મારા દેખતાં,
લાજ ન આવે નિર્લજ ને લવલેશ જો;
અહનીશ એ બે જણ રે' છે આણંદમાં,
કલેશ વિશેપ મનેં ઉપજે હમેશ જો.   કરમ૦
છેદે છે મહીયારી મારો છાંયડો,
કરયો કંથ વશ કરૂં હવે હું કેમ જો;
બહુ બોલુનો સાડા બાર વરષ તણો,
તુટી જાય તરત પ્રીતમથી પ્રેમ જો.   કરમ૦
ખાલી થયો ખજાંનો ધન ધુતી ગઇ,

એ મટકીની લે છે નિત બે મોર જો;
છાનું ઘણું એ આપ્યું મુજને છેતરી,
જાણું પણ જરીએ નહી ચાલે જોરજો. કરમ૦
શું સમજાવું સમજાવ્યા સમજે નહીં,
છાલન છોડે પેલી છટકછીનાળ જો,
કિંચિત કે'તાં મુજને ઉઠે મારવા,
કે'છે દે છે અમને ખોટું આળજો. કરમ૦
એ બે જણને હુંતો ઘરમાં એકલી,
ડાહ્યાં પોતે મુજને ગણે ગમાર જો;
હવે કરૂં શું હાય! નથી કાંઇ સુજતું,
આહેરણને આધીન મારો યાર જો. કરમ૦

**લીલાવતી.** (પ્રવેશ કરીને)

ત્રિતાળ.

(સિદ્ધાચળ શીખરે દીવોરે એ રાહ)

અમૃત સરખું સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી,
છો બળતી વેરણ મારીરે, લ્યો મન મોહન મહી લાવી.
(આ વખત ગુણકાને દેખી ન હોય એમ બતાવેછે.)

**કામસેના.** (પાસે આવીને દીલગીરીથી)

હુંતો તારાથી હારીરે, મૈયારી મારી માગુ. (એ ટેક.)
પાછળ પડિ તું કયમ મારીરે, મૈયારી મારી માગું;
અહનીશ મારે ઘર આવીરે, મૈ. મુજને તેં ભીખ મગાવીરે. મૈ૦
લીધી લખમી મમ લુટીરે, મૈ. થાકી હું માથું કૂટીરે. મૈ૦
બધી હાથ તમારે બાજીરે, મૈ. માગે છે મહી મે'તાજીરે. મૈ૦
આપોને આજ ઉધારેરે, મૈ. મો'રો મળશે દીન ચારેરે. મૈ૦
શીરીતે રાખું સમતારે, મૈં. રે તુજ મહી વિણુ નથી જમતારે. મૈ૦

**લીલાવતી.** **(હશીને)**

**(મળજો મળજો મળજોરે૦ એ રાહ.)**

હ્યો મન માની મટકીરે, વ્હાલાથી નથી વધારે;
ચોળ મજીઠ રંગ ચટકીરે, મનમોહનથી છે મા'રે. (એ ટેક.)
પ્રેમ પરસ્પર જ્યાં પરિપૂરણ, ત્યાં શો અંતર તારેરે. વ્હાલા.
મૂલ નહીં હું મુખથી માગું, આપું આજ ઉધારેરે. વ્હાલા.

## કામસેના.

(હમકું છોડ ચલે બન માધુ, એ રાહ)

એ મટકી બહુ છે બસ બાઇ, દામ થકી દીલમાં ડરીએરે. એ.
ખોતરી ખોતરી તેં ધન ખાધું, મો'ર મળે નહી મંદીરીએરે. એ૦
નથી પરવડતું નિત મહી લેતાં, કે' મૈયારી ક્યમ કરીએરે. એ૦
તુજ મહી માટે શેઠ વેચાશે, શું મે'તા અરથે મરીએરે. એ૦

## સુમતિવિલાસ.

(રાગ ભેરવી ત્રિતાળ.)

(દત્ત વિના નપમાય. સકળ સુખ દત્ત વિના નપમાય. એ રાહ)
એ જમવા અભિલાખ, સરસ મહી એ જમવા અભિલાખ.(એટેક)
માંખણથી પણ અધીક મીષ્ટ છે, ધિક્ એ આગળ દ્રાખ. સ૦
એની તૂલ્યે કદી ન આવે. સાકર આંબા સાખ. સ૦
એ અમૃત સમ ગોરસ આગે, રૂચે નહી દુધપાક. સ૦
મહીયારી નિત આવે મંદીર, દીશે દીવાળી લાખ; સ૦
ઈર્ષારૂપી અગ્નીમાં તું, ખુબ બળી થા ખાખ. સ૦

## કામસેના. (ઘણી ક્રોધમાં આવીને)

(મનમોહન મોરલીવાળોરે એ રાહ) (રાગ ભેરવ)

મુજને ભીખ માગતી તેંજ કરી, મુ.
તેંજ કરી, ધન માલ મતા હરી, દીલડામાં નવ લેશ ડરી. મુ. ટેક.
ના કહેતાં નિત નિત ઘર આવે, જા તુજને નહી સરમ જરી. મુ૦

(સુમતિવિલાસને)

કામ નથી ઘરમાં તુંમ કેરૂં, આ હું સત્ય વચન ઉચરી. મુ૦

નકટાં થઇ કદી પગ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ ફરી. મુ૦
આજ થકી કરો અદીઠ તમારૂં, હું ખોટી આ રાંડ ખરી. મુ૦
(બેજણને હાથ ઝાલી મુકી કમાડ બંધ કર્યા એમ જણાવેછે)

---

# अंक ४ थो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ માર્ગ.

પાત્ર—લીલાવતી-સુમતિવિલાસ.

લીલાવતી.

(રાગ. સીહાનો કાનરો તાળ દીપચંદી.)
(તારૂણી તુજથી નથીરે૦ એ રાહ)

પ્રાણજીવન પુંઠે પુંઠે પધારો, અહીં એકાંતછે અવાસ અમારો; (ટેક)
કામ ક્રીડા પતી હવનીશ કરશું, સાહેબ વનિતાની વિનતિ સ્વીકારો.
મુજ ઘરમાંનથીલખમીનુંલેખું, વ્હાલા વિલાસીનેં વ્હાલવધારો. અ.

**સુમતીવિલાસ**

તું જોબન મદમાતિ મહીયારી,
મેંતો દીઠી તુજ નિપુણતા ન્યારી. (એ ટેક)
હું ઉત્તમ ક્યમ આવું અધમ ઘર;
જગતમાં આબરૂ જાય અમારી, મેંતો૦
છાની રાખું તનેં છેલછબીલી;
જાણીએછે બધી જારી વિજારી, મેંતો૦

**લીલાવતી.**

લાયરી લાલ જવાયો તમારી;
હું ગુણકા થકી નથીરે નઠારી, લાયરી૦

હનુઆ ઉપર હવે હેત ન આવે;
અમથ્થર આવો અરજ અવધારી, લાયરી૦

(રાહ ઇંગ્લીશ)

જરીન કોઇ જાણશે, મનુષ્ય સૌ વખાણશે,
પિયુ ઘરે પધારીએ. સુકીરતી વધારીએ;
ઉચાટ અંગના ટળ્યા, સુભાગ્યથી પતિ મળ્યા,
પણ્યાંગના વિસારીએ, પ્રભુ મને સ્વીકારીએ.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ.** રંગમેહેલ.

**પાત્ર** લીલાવતી-સુમતિવિલાસ.

### લીલાવતી.

(રાગ પીલુ બરૂવો-તાળદીપચંદ)

આપ કૃપા કરી અમને ઊગારો; બળતી અનંગ અનળ થકીઠારો,(ટેક)
આપે તજી ગુણકા કુલટાને; હનુઆ બુઢાનો મે નેહ નિવાર્યો, આ.
ભૂત માફક ભમતાં બહુ માસે,બીહીતો બીહીતો બોળુ આવે બિચારો.
નિર્ભય રહો મમ નાથ નગીના; આપના ચરણકમળ ચાંપનારો, આ.
રતી અંતર રસીઆ રખે રાખોઃ વિવિધ પ્રકારથી લાલ વિહારો,આ.
પ્રશન્ન કરૂં પ્રભુ પાય પલોટી; મહી માખણ થકી શરીર સુધારો.આ.
ભોગવો સ્વર્ગ તણાં સુખ સ્વામી; હુકમ કદી નહી તોડું તમારો. આ.
વિનય સહીત પુછું તમને વાલેસર. શંશય ટાળીએ એક અમારો.આ.

### સુમતીવિલાસ.

ઉત્તર આપીશ એનો બરાબર; સ્નેહ સહીત અલબેલી ઉચારો. ઉ.

### લીલાવતી.

(રાગ. સોરઠ જીલો તાળ ત્રીતાળ પંજાપી)

છોડ દે લંગરવા મુરખ મોરી બાંઇરે. (એરાહ)

માથાના મુગટ મારા પરણ્યા કે કુંવારારે,
શાને માટે આપે સગાં વ્હાલાંને વિસાર્યાંરે. મુકુટ.
કયાં છે માત પિતાજી તમારાં, કયાંછે સજ્જન કુટુંબરે,
ક્યાંછે ક્યાંછે ક્યાંછેરે, સબંધ તમારો સાચું બોલો સમ મારારે, મુ.

## સુમતિવિલાશ.

પવિત્ર પુણ્યાતમા છે માવીત્ર અમારેરે,
વેશ્યાની શોબતે તજ્યાં વગર વિચારેરે. પુણ્યા.
આ નગરીમાં એહ વસેછે, વનિતા પીયર વસેલરે
વનિતા વનિતા વનિતારે, અનુપ આકૃતિ એની, તારે અનુસારેરે. પુ.

(રાગ કાલિંગડી. તાળ દીપચંદી.)

તારા જેવી એ દીપતી દેવી, સરવે સુંદરતા તુજ જેવી;
હતી ઊંચી તારા જેવી એનો, લટકે મટકે સમ તેનો.

લીલાવતી.

હુંતો એને પતી ઓળખું છું, નિત મહી વેચવા જ્યાં જઉછું.
સારંગપુરતણા શેઠની બેટી, નામે લીલાવતી ગુણ પેટી.
પ્હેલી વાત સુંણી એની પાસે, આપને પુછ્યું આજ ઉલ્લાસે;
મારી સૈયર શિયળ સોભાગી, દેખી અવગુંણસો તમે ત્યાગી;
આપને ઘટે કરવું ન આવું, કોતો એહને અહીંઆં બોલાવું.

## સુમતિવિલાસ.

સુતો સર્પ જગાડીએ શાથી, અતી અડચણ થાય એમાંથી;
તુંછે સૌ સુખ દાયક પ્યારી, એનું કામ નથી અહીં નારી.
નિત ભાવતાં ભોજન કરશું, રસ રંગમાં આપણ રમશું;
મળ્યું છે મન આપણ બેનું, અહી શુંછે પ્રયોજન એનું.

## લીલાવતી.

આવું કરીએ નહી મનકાચુ, સાંભળોને કહું સાચે સાચુ;
પ્રિય પરણ્યા તમે મારી સાથ, એતો યાદ લાવો પ્રાણનાથ,

ચઢી ચોરીએ હાથ દબાવ્યો, નખ દેઈને નેહ જણાવ્યો;
તુમ સાથ હીંચોળામાં હીંચી, ખશીયાણી પાડી ચીર ખીંચી;
લાગે આટલુ તમને અધુરૂ, કહોતો બીજી નિશાનીઓ પુરૂ.
મનેં અરધીએ એકલી મુકી, ગયા ચતુર પતી બધું ચુકી;

## સુમતિવિલાસ.

થઉ વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યાં દંપતી ક્રોડ દીવાળી.
કરચો કેમ મહીયારીનો વેષ, નવ જાણ્યું કપટ લવલેશ;
પ્યારી તારો છે પૂરણ પ્રેમ, આવી પ્હેલું કહ્યું નહી કેમ.
મેતો જાણ્યું રસીક રીસાળ, પાસે વેસ્યા વિષય વિષ જવાળ;
એથી મેયારી સ્વાંગ ધરીને, તમનેં વશ કરયા કપટ કરીનેં
સત્ય વાત સકળ પ્રિયતારી, મારી અક્કલ ગઇ હતી મારી;
મારી રશમ સરવ તેં સુધારી, ધન્યધન્ય પતિવ્રતા નારી.
વેસ્યા લંપટ હું લજવાઉં, તારા ગુણ હું કેટલા ગાઉં;
મારા કુળનું કલંક તે કાપ્યું, તને અધીક સાબાશી શી આપુ.

## લીલાવતી.

(શુણ ચતુર સુજાણ પરનારીથી પ્રીત કબુના કીજીએ. એરાહ)
મનહર મળતાં, મેં મન ગમતું સરવે સુખડું માણ્યું;
જગમાં જાતાં સ્વામી સમાગમ સમસુખ અવર ન જાણ્યું. (એટેક)
શીરતાજ તમે વેસ્યા ત્યાગી, ભાવટ આખા ભવની ભાગી,
પતી પુરવ પુન્ય દશા જાગી. મનહર.
ઉગ્યો સોવન સુરજ આજે, ડંકા મમ વિજય તણા વાજે,
દેખી દુસ્મન દીલમાં દાઝે. મનહર.
જીન વચન સુધારસ ચિત ધરશું, સાતે ક્ષેત્રે ધન વાવરશું.
પ્રતિદિન પ્રભુની પૂજા કરશું. મનહર.
પીયુ માત પિતા પાયે લાગો, મારી અપરાધ તણી માગો.
સંસાર તણો ચલવો સાગો. મનહર,

## પ્રવેશ ૩ જો.

**સ્થળ** વિચાર ભૂવન.

**પાત્ર** સુમતિ વિલાસ ( સ્વગત ).

( બનઝારા. પ્રિય મિત્ર વિના હોભાઈ એરાહ )

હું વિષય અંધ અવિચારી, સદ્ગુણી પ્રિયા સુખકારી; એટેક.
આચાર કરી નિજ અળગો, વેશ્યા વાઘણને વળગ્યો;
માઠી બુદ્ધિ થઇ મારી, સદ્ગુણી પ્રિયા સુખકારી.
મરકટ વત મને રમાડી, ઉજ્વળ કુળ એબ લગાડી;
એ વેશ્યા હવે વિસારી. સદ્ગુણી પ્રિયા સુખકારી.
બહુ મોટા ઘરની બાળા, એ મનહર ગુણમણી માળા;
મુજ માટે થૈ મૈયારી. સદ્ગુણી પ્રિયા સુખકારી.
અગણીત હરી દ્રવ્ય અમારૂ. તેં ભરયુ હતું ઘરતારૂં;
ધિક્ ગુણકા વિષય વિકારી. સદ્ગુણી પ્રિયા સુખકારી.
વેશ્યાને ભીખ મગાવી, એથી અંધીકુ ધનલાવી,
તું પ્રેમ બતાવી પ્યારી, સદ્ગુણી પ્રિયા સુખકારી.
મેં માત પિતા અપમાની, તજી બીક બધી દુનિયાની,
રે સત્ય શિયળ સંહારી, સદ્ગુણી પ્રિયા સુખકારી.
મમસમ જે કુકર્મ કરશે, કદી મોત વગર તે મરશે;
કેઇ શુળી ચઢયા વ્યભિચારી. સદ્ગુણી પ્રિયા સુખકારી.
ચાવીત્ર પગે જઈ લાગુ. હું માફ ગુન્હાની માગું,
સ્થામા શિખામણ સારી, સદ્ગુણી પ્રિયા સુખકારી.

## પ્રવેશ ૪ થો.

**સ્થળ.**-સદાફળની હવેલી

**પાત્ર સદાફળ**-સુંદરી-લીલાવતી-સુમતિવિલાસ.

( બેઠી પગે લાગતાં )

**સુમતિવિલાસ.** ( બિહાગની ગજલ )

(અહાહા શીખીલી. એરાહ.)
પિતામાતા ક્ષમા માગુ, ઘણો લાજી પગે લાગુ;
નિતિ પર લક્ષનાં દીધું, અઘટતું કૃત્ય મેં કીધુ ( માતાને )
મયાકર માતતું મારી, અવજ્ઞા મેં કરી તારી,
રહ્યો નહીં કોઇનો વાર્યો, ઉઠયો કુળમાં હું અંગારો.
થયો ગુણકા તણો યારી, રમ્યો દીનરાત હું જારી.
અરે સૌ લોકમાં લાજું. હવે પસ્તાઉછું ઝાઝું.

**સદાફળ.**

(જફાવો સીતમકુ સજાવાર હું૦ એરાહ)
થવાનું હતું તે થયું દીકરા, હવેથી તમે ચાલજો પાંસરા;
તને તેડી લાવી વહુ ડા'પણે, અતી હર્ષે આજે મળ્યા આપણે.

**લીલાવતી.**

ગયું વિઘ્ન સૌ વૃદ્ધના પુન્યથી, નમું પાય હું મસ્તકે પ્રેમથી.

**સુદરી.**

શિયળ સાચવ્યું તેં પ્રિયા સુતની. વધીવેલ તારા થકી કુળની;
વદુ શું વધુ ગણ તારા વધુ. તને ધન્યછે સુખ આપ્યું બહુ.
અચળ તારૂં રે'જો સુહાસણ પણુ, સદા સુખમાં જીવજો તું ઘણુ
કળા કેળવી લાવી તું કંથને, થજો પુન્યશાળી સુપુત્રો તને,

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**--લીલાવતીનું સાસરૂ.

**પાત્ર**—સુગુણમંજરી—લીલાવતી.

**સુગુણમજરી.**

(વ્હાલાજીની વાટડી અમે જોતાંરે. એરાહ)
લીલાવતી નાથ નિજ ઘર લાવીરે
ગુણકાને ગોથું ખવરાવી. લીલાવતી. એટેક.
માત તાતની શોભા વધારીરે, કિરત્તિ પ્રસરી જગ તારીરે,

મળવા આવી હું શુણ સખી મારી. લીલાવતી.
બહુ રૂડા માબાપની બેટીરે, હતી છેલ છબીલાથી છેટી;
ભરથાર થકી ભલે ભેટી. લીલાવતી.
અલી આ શું રતન પુત્ર તારોરે.......................

**લીલાવતી**

.......................બેન હાંબે લાડકડોછે મારોરે.
હમણાં પરણાવ્યો એ સુત પ્યારો. ચાલોસખી મુનીવરવંદન જઇએ.
સદબોધ શુણી સુખ લઇએ. ચાલો૦
ધર્મઘોષસૂરીશ્વર વાણીરે, પાપ પુંજ પ્રજાળક જાણીરે.
સુખસદાઇ સુધારસખાણી. ચાલો૦
રોજ જાયછે તારા બનેવીરે, પામ્યા ધરમ સાધુ પદ સેવીરે,
હવે દિક્ષા થોડેદીને લેવી. ચાલો૦

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ**—ગુણકા ભુવન.

**પાત્ર**. કામસેના. કનકલતા.

**કામસેના** ( રાગ. કાફીઓ. )

(બેડો બાઇ બુડતો તારોરે. એરાહ )

બળેમન બેનડી મારૂરે, અરે દુ:ખ આ ક્યાં ઉચારૂરે એટેક.
પરણ્યાવિના પારકા પતી સાથે. રમીએ અહર નિશરંગ;
જોબન જાતાં જતા રેહે વેગળા, સ્વારથી આતજી સંગ.બળે.

**કનકલતા.**

સુમતિવિલાસથી સ્નેહ કરીને, વરજ્યો વેસ્યાનો વેપાર;
એ ભરવાડીને ભાળી લોભાણો. તમને કરયો તિરસ્કાર;
શુણી દુ:ખ આવું તમારૂરે, બળે મનડું પણ મારૂરે. એટેક

**કામસેના.**

ભરવાડી નહી હતી ભામની એમની, ભોળવ્યાનિજ ભરથાર.

પધી વિચક્ષણતા વાણીઆણની, ગુણકા ગણાઇ ગમાર. ખ૦

કનકલતા

પ્હેલુ કહ્યુંતું મેં વાણીઆ સ્વારથી, સમજ્યાં વિત્યા પછી સહુ;
શોક તજો મળશે મહી મંડળ, એના જેવા બીજા બહુ. શુણી

કામસેના

એક મુકી બીજો કરવો ધણી બીજો, મુકી ત્રીજો ભરથાર,
એમ અનેક પતી કરવાશીર, હૃદય ન રૂચે લગાર. બળે.
ચોર જુગારી ઉચક્કાઓ આપણી, પ્રીતી કરે બેશી પાસ;
આપણોને વળી આપણા યારનો, વિશ્વ કરે ન વિશ્વાસ. બળે
ભોળવા કંઈકને ભસ્મ ચોળાવીએ, ધરીએ ન એકે ધર્મ;
હાય હજારો હરામીની સાથે, કરીએ નિચાં નિત્ય કર્મ. બળે
મારી પ્રિયંવદા પુર્ણમલે જુઓ, છળના છેતરવાથી જેમ;
દુષ્ટ કોઇ દગો દેઈને મારે, આપણને પણ એમ, બળે.
ભભકો મારી ભલે ચોટામાં ચાલો, ઝાલી ગુલાબના ગુચ્છ;
સદ્‌ગુણી માણસ સમજે વેશ્યાને, તરણા થકી પણ તુચ્છ. બળે.
ઓછી અકલની ઉત્તમ કુળની કંઈક, નિચ પ્રસંગથી નાર;
વ્હાલાં તજીને બનેછે વારાંગના, વ્હાલો કરી વ્યભીચાર, બળે.
એતો અતી દુઃખ પામે આપણા થકી, જ્યારે જોબન તેનું જાય;
કીડા પડે કાઢનાર જડે નહી, મરવાથી મડદુ સુંથાય. બળે.
એક કોડી પણ મારી કને નથી, કેને હવે કરૂં કેમ,
વેરી ગણી વ્યભીચારીએ વરજી, પરણીથી બાંધીયો પ્રેમ ;બળે
પરભવ પાપ કર્યે પરિપુરૂણ, આવ્યો વેશ્યા અવતાર,
આ ભવમાં પણ અધિક કરી અઘ, નરકે જવું નિરધાર; બળે

કનકલતા.

મારી બાઇ મનમાં ન મુંઝાશો, સ્નેહે રે'જો મમ સાથ,
વેશ્યા વેપાર પ્રપંચ બધો તજી, જપશું હવે જગનાથ; શુણી

# પ્રવેશ ૭ મો.

## સ્થળ.—વિદ્યાલય.

### પાત્ર-સુમતીવિલાસ–લીલાલતી–વીરલીલાસ.

### લીલાવતી.

(નાથ કેસે ગજકો બંધ છોડાયો. એ.રાહ.)

સૂરીમુખ સાંભળી જ્ઞાનજીવાણી, જુઠી મને જગતની માયાજણાણી
વડબીજ માફક કર્મ વધે છે, પાપ કરો નહી પ્રાણી;
પરભવ પોપટ પાંજરે પુરી, કીધી મેં કર્મ કમાણી. સૂરી.
પોપટડી સાડી બાર ઘડી સુધી, દીલમાં વિજોગે દુભાણી;
એથી હું તો સાડાબાર વરષ લગે, વિરહના ભાલે વિંધાણી, સૂ.
કર્મવિટંબના પરભવ કેરી આ, જાતીસ્મરણ થકી જાણી;
દંપતી દીક્ષા ગ્રહણ હવે કરશું, પરણવા શિવપટરાણી, સૂ.

### વીરવિલાશ.

(જફાવો રીતમકુ સજાવારહુ, એ રાહ.)

બધો મોહ મુકી પિતા માતજી, બનો સંજમી બે કુટંબી તજી.
અરે આપની ખોટ પડશે મને, સલાહ પુછવા જઈશ કેની કને.
વણજ શી પ્રકારે થશે મુજથી, હજુ હાટનો ભોમિયો હું નથી;
વિનય મુકીનેં માત સાથે વઢયો, હઠીલાઈથી હું તમોનેં નડયો.
કદી તોય તેંરીસ મા નહી કરી, દુઃખી દેખીને આંખ આંસુ ભરી;
પિતાજી ઉછાળી હશે પાઘડી, હશી કાઢતા હેતથી હરઘડી.
મનેં પાળી પોપી ભણાવ્યો ભલુ, કૃપાળુ ઘણાં છો કહું કેટલું;
પ્રિતિ પાસ તોડી તમે શું જશો, તજી સુતને સાધુજી શું થશો.

સુકૃત કરના હોયર.

સ્વ ઓ સંસાર, અરે

અમ ું અણગાર, અરેઆ સ્વાર

ધોરી ..ધે ધરી ધુશરૂ, વહે જ્યાં સુધી

નિજ ગરજે ધૃત પાએ પરાણે, પછી નિરે નાહ

કમાય ત્યાંસુધી કે'કાકા, પુત્રાદિક પરિવાર;

ડોસો કહી દરકાર ન રાખે, વૃદ્ધ બને જેવાર, વૃ. ર.

સાવધાન દીસે સ્વારથમાં, નિજ નિજના નરનાર;

ગરજે બાપા કે' ગરધવને, મારે ડફણે માર, મા. અ.

મોટા મોટા મ્હેલ બનાવી, કરી બાગમાં બ્હાર;

માલ મતા ધન દોલતમાંથી, લેશન આવે લ્હાર, લે. અ.

તુજ અર્થે મેં અર્થ ઊપાર્જ્યું, કરી વિવિધ વ્યાપાર;

વીરવિલાસ તનેં પરણાવ્યો, હવે ઘણો હુંશીયાર, હ. અ.

સગાં સબંધી સરવ નકામાં, અંતે અલગ થનાર;

પુન્ય પાપ બાંધીનેં પલ્લે, જનમ્યું તેહ જનાર, જ. અ.

શ્રધા સહીત જીન ધર્મ પ ળજે, નિજ શક્તિ અનુસાર;

નિત્ય નેહથી સ્તવજે શ્રીજીન, મંગળ સુખ દાતાર, મ. અ

---

છેવટ સર્વ પાત્રો સાથે ગાયછે.

**કળશ**—(ધનાશ્રી ત્રિતાળ ધિમો)

(વિનતિ ધરજો ધ્યાન—સજ્જન સૌ વિનતિ એ રાહ)

**નાટક નવિન રસાળ, રસીક રચ્યુ નાટક નવીનરસાળ; (એટેક**

અતી સુકમાળ;

. ચગતી ટાળ. રસીક.

.ન વિસાળ;

સંજમ, આરાધે ઉજમાળ .ક

ન **પદમ**ના, **રૂપ**ના **કિર્ત્તિ** ...ાળ;

**ઉદ્યોતવિજય** પં; ગીતારથ ગુણમાળ, રસીક

. **શિવરામ** થયા શિષ્ય, ગુરૂ આણા પ્રતિપાળ,

. પિતા ગુરૂ પાય પસાયે, તુટી જડમતી જાળ. રસીક

વિક્રમ સંવત્સર ઓગણીશશત, ત્રેતાલીસની સાલ;

વડતપગચ્છમાં **રાજસુરીશ્વર**, રાજે ઝાકઝમાળ. રસીક

સદગુણી શ્રોત્રા ભૂલજો ભાળો, આપશો માફ મયાળ;

સ્નેહ સહીત નાટક નિરંખતાં, સંઘમાં મંગળ માળ, રસીક

અણહીલ્લપુરપાટણનો વતની, રાજનગર વસું હાલ,

**જૈનશાળામાં** જૈન અધ્યાપક, શિવ સુત કેશવલાલ; રસીક.



...નસમાં છપાવવાનો
...ચ્યાર છે તેમાં અગાઉથી
...ાના લેવામાં આવશે અને
... દાખલ થશે માટે આપ સાહેબની
મળશે એવી આશા છે.

. છે. ખરીદ કરો.

| | | |
|---|---|---|
| | ૦–૨–૦ | લાલરાજ ચંદ્રિકાનો રમુજી ફારસ. |
| ૨ | ૦–૩–૦ | વાજીંત્ર વિલાસ ભાગ પેહેલો. |
| ૩ | ૦–૪–૦ | સંગિત લીલાવંતી નાટક. |

આ ચોપડીઓ નીચે લખેલે ઠેકાણેથી મળશે.

**ધોલેરા.**

ભાઈ લલુ વલ્યમ ઠા. સ્વામીનારાયણના મંદીર પાસે.

**વીરમગામ.**

ભાઈ લલુ વલ્યમ ધોલેરાવાલા. ગંજબજાર.

સા. તલકશી કરમચંદ. વીરમગામવાળા તરફથી નીચે લખેલી ચોપડીઓ પ્રગટ થશે. માટે ગ્રહાક થઈ ઉતેજન આપશો. રૂ. આ. પાઈ.

જૈનપ્રાર્થના માલાના ચાર ભાગ પ્રથમથી ગ્રાહક થનાર પાસેની. ૦—૮—૦
નમીયા નાટક પ્રથમથી ગ્રાહક થનાર પાસેથી. ૦—૮—૦
કવીતા પ્રકાસનું મારીક ચોપાનીયુ. ૦—૯—૦

તમામ માટે પોષ્ટ ખરચ જુદુ માટે ગ્રાહક થઈ નીચે શરનામે પત્ર લખી મોકલાવશો.

શા. તલકસી કરમચંદ વીરમગામ.

ભાઈ લલુ વલ્યમ ધોલેરામાં ઠા. સ્વામીનારાયણના મંદીર પાસે અને વીરમગામમાં ઠા. ગંજબજારમાં છે–પત્ર લખવો.